તેમ તે શીખવવાને, ભણવાને,[1] અને અહુરમઝદની પરસ્તેશ કરવાને જાળવી રાખવામાં આવ્યા છે.[2]

(૨) "અશોઇની ન્યામત સર્વથી સરસ ન્યામત છે......"

---

## બાબ ૬ ઠો.
### પાજગ નસ્ક.

(૧) **પાજગ**[3] નસ્ક એ મઝદયસ્નાનોને તેઓના[4] પવિત્ર આતશો, પાણીઓ, પવિત્ર જોર, (અને) ગાહંબારોની[5] ક્રિયાઓમાં ઉપયોગમાં લાવવાને

---

૧. અઉશમૂરિશન. ૨. હાશત્ યેગવીમૂનેદ્.

૩. એ દીન્કર્દ મુજબ છઠું નસ્ક છે; અને રવાયતો મુજબ સાતમું, જેમાં તેને **પાજમ, પાચમ્** અથવા **પાજન્** કહે છે, અને તેને વીસ ભાગોનું નસ્ક જણાવે છે, **પાજગ્** (અવસ્તા, **પચ્** "રાંધવું") નો અર્થ:— પવીત્ર ક્રીયાઓ માટે, યોગ્ય ખાણું પકાવવાં અથવા તૈયાર કરવાં એમ થાય છે. ડા. **હુઉગ** એમાં આવેલી વાંચવા લાયક બાબતોનો સાર નીચે મુજબ આપે છે. "તે ચોપગાં જાનવરો અને મેંઢાંઓને હલાલ કરવાની, અને તે કેમ કરવાં તે વિષેની સમજ આપે છે; કયાં ચોપગાં ખાવા લાયક છે, અને કયાં નથી. ગાહંબારપર જેટલો વધુ ખર્ચ થાય તેટલો વધુ બદલો મળે છે; દસ્તુરો, મોબેદો, એવર્દો, અને ભલી દીનમાં ભલાં કામો કરનારાં દૃઢ નિશ્ચયવાલાં લોકોને કેટલું આપવાની જરૂર છે; જો કોઇ એક ગાહંબાર કરે, અને ગુજર પામેલાં રવાન માટે એક સીઆવ ઘંજાવે, તેનું છેલ્લી વખતે અને બહેશ્તમાં શું થશે, અને તેને કેટલું પુણ્ય હાંસલ થશે; અશો સગાંઓને કપડાંની સખાવત, અશો લોકોએ કરવો જોઇતો ગંભીર વિચાર, પાંચ નાના અને મોટા ફ્રવર્દીગાનના દહાડાઓ; અને એ દસ દહાડાઓમાં ભલાં કામો કરવાનું એ નસ્કનું ફરમાન; બધાં લોકોએ એ ચોપડી સારી અને ડહાપણ ભરેલી અકકલથી વાંચવી જોઇએ કે જેથી તેઓ તેમાંની સમજથી વાકેફ થાય." (Essays, third edition, pp. 128-129).

૪. વેસ્ટ: "મજદયસ્નીઓને તેઓની આતશ, પાણી, (અને) ગાહંબાર માટેનાં પવીત્ર પાણીની ક્રીયા સારૂં."

૫. ગાહંબારો ૭ ઋતુનાં જશનની મેજબાનીઓ છે, જે પાંચ દિવસ ચાલે છે; અને તે અવસરના છેલ્લા દિવસો અનુક્રમે પાર્સી-જરથોસ્તી પંચાંગના ૪૫, ૧૦૫, ૧૮૦, ૨૧૦ અને ૩૬૫ મા દિવસો છે.

એક ગોસપંદને દીનના[1] કાયદા મુજબ[1] હલાલ કરવા વિષે કહે છે; અને હમ્કાર[2] મોબેદો તરીકે તે માણસોને પસંદ કરવા કે જેઓ ચઢતા પ્રકારની ચતુરાઇ અને બુધ્ધિ ધરાવતા[3] હોય તે વિષે, અને (તે) ક્રિયાઓ માટેનાં ભણતરો વિષે વાકેફ કરે છે. (૨) અને આ બાબત વિષે કે પવિત્ર આતશો અને પાણીઓની ક્રિયા માટે ગોસપંદની જાતના કયા અવયવોમાંથી એક ભાગ લેવો, તે ભાગ કેમ તૈયાર કરવો; કોણને, અને અવસ્તાનાં કયાં ભણતરો સાથે તે અર્પણ કરવો. (૩) અને ગાહંબાર માટે જે કાંઇ જરૂરનું હોય તે એ નસ્કમાં આવેલું છે;:— જેમકે તેને[4] માટેની લાયક જગા[4] કયાં હોવી જોઇએ, કયારે[5] કોઇ તે ક્રિયા કરે,[5] અને કયારે તેની તૈયારીઓ કરાવે; ગાહંબારની મજલસ કેમ કરવી, અને મ્યજદમાં અર્પણ કરેલી ચીજો કેમ વાપડવી; કયાં (અને) કયારે તે કરવું શકય અને વાજબી છે; કયાં પ્રમાણમાં ક્રિયાની ચીજો અર્પણ કરવી; તે કયારે તૈયાર કરવી (અને) વહેંચવી;[6] તેનો લાભ, જે ભલી પેદાયશોનું સુખ તે, કયાં મળે છે; અને તેનાથી મીનોઇ (લાભ) કેટલો, અને આ દુન્યવી કેટલો, એ સઘલાં વિષે તેમાં જણાવેલું છે.

(૪) અને આએબી લખેલું છે, એટલે કે, વડા[7] દસ્તુરની સરદારી[7] માટે, અને બીજા દસ્તુરોની સત્તા માટે, જુદા જુદા કયા હુનરોની[8] એમાંના દરેકને ઘણીજ જરૂર છે. (૫) વડા દસ્તુરની સરદારીની ખાસ ફરજો શું છે; જયાં મજદયસ્નાનો વડા દસ્તુરની પદવી[9] બરપા કરે,[9] તેને તે (પદવીએ) કોમમાં ચઢાવે,[10] તેજ વખતે એવું જાહેર કરવું કે તે કોમનો સર્વેથી વડો છે; અને તેની ફરજો એ છે કે બુરી[11] ટેવો સુધારવા[11] માટે, અને પાપોનો પસ્તાવો[12] અને તોજેશ[12] કરાવવા માટે તેણે ગોઠવણ કરવી,[13] અને ગરીબોને જરૂરીયાતની ચીજો પુરી

---

૧–૧. દાતીહા, "કાયદા મુજબ," "વાજબી."

૨. હમ્કાર શબ્દ ધર્મ-ગુરૂઓ જે યજશ્ને, વંદીદાદ, વિગેરેની ક્રિયામાં સાથે ભાગ લે તેઓ માટે વપરાય છે. ૩. શબ્દાર્થ, જેઓ સાથે છે (અથવા ધરાવતા).

૪–૪. અએષ્ જફ્ દાતીગ્ ગાસ્, એટલે, દીનનાં શિક્ષણ મુજબની જગા.

૫–૫. અએમત વબીદૂનેદ. ૬. બખ્શશ્ન, અવસ્તા બખ્શ્, "ભાગવુ" "વહેંચવું."

૭–૭. રતુ–પીશગ્ સર્દારીહ્. ૮. મા હુનર, અવસ્તા હુનર.

૯–૯. વબીદૂન્તન્ ઇ ગાસ્, શબ્દાર્થ, "જગો બનાવવી".

૧૦. ફ્રાજ્ સજીતુન્તન્ ૧૧–૧૧. મદમ્ વઇરાસ્તન્ ઇ આહૂગ્, શબ્દાર્થ "કોઇની ખામીઓ બરાબર કરવા વીષે." ૧૨–૧૨. પતીત્ વ તૂજિશ્ન.

૧૩. અહીં મદમ્ વઇરાસ્તન્ શબ્દો સમજી લેવાના છે.

પાડવી;[1] ક્રિયા કરવાના આગલે દિવસે[2] **ઝઓતી** અને **રાસ્પી**નું કામ જશનોમાં કરવા સારૂં મોબેદોની ચુંટણી કરવી, કે જેથી **ઝઓતી** અને **રાસ્પી** અને બીજાઓ જશનની તૈયારીનું[3] અને હિસ્સાની બક્ષીસનું[3] કામ હાથમાં ધરે,[4] અને સીઆવ[5] ઇજવા સારૂં તે ધોઇને પવિત્ર કરે. (૬–૭) વડો દસ્તુર જે મેજબાનીમાં[6] પ્રમુખ થાય[6] તેની ચુંટણી કરવી તે એ કે, તેવાં પ્રમુખપણા માટે અને હિસ્સાઓ વહેંચવા[7] માટે કેટલી[8] લાયકાત તે ધરાવે છે તે જોવું;[8] અને તેનાં લાભો તેઓને પહેલાં આપવા જોઇએ કે જેઓને તેની પહેલાં[9] જરૂર[9] હોય. (૮) જો[10] દસ્તુરો, જેઓ મોટા, ભલા, અને આગળ વધેલા હોય, તેઓ (બીજા) દસ્તુરોને તેઓને ઘટતું નહીં આપે તો તેઓપર તે માટે ફરજ[11] પાડવી;[11] (અને જો તેઓ નહિજ આપે તો) એમજ ધારી[12] લેવું કે તેઓએ કીધેલા ગાહંબારો રવા નથી.[12] (૯) આએ પણ તેમાં આવેલું છે કે **ઝઓતીઓ** અને **રાસ્પીઓ** ખરેખર[13] **ઝઓતી** અને **રાસ્પી**ના ખાસ કામો કરવા સારૂં છે,[13] (અને) બીજાઓ[14] લોકોનાં પાપોને કાબુમાં[15] રાખવા અને મોબેદીના હિસ્સાઓની ગણત્રી કરવા[16] માટે છે; (અને) એજ બાબત વિષે બીજી ઘણીએક હકીકતો જેબી હોય તે.

(૧૦) **ગાહો**, દિવસો, મહીનાઓ અને વર્ષની ઋતુઓના ફરવા વિષે; ક્યારે ઉનાળો અથવા શિયાળો બેસે છે; અને નક્ષત્રોની હીલચાલથી

---

૧. **વ નીયાજ્ગીગ્ બરા યેહબૂન્તન્ ઇ મન્દવમ્.** વેસ્ટ "જ્યાફ્ત માટેની જરૂરની ચીજો પુરી પાડવી." ૨. એટલે ગાહંબારને આગલે દીવસે.

૩–૩. **પવન્ સાચિશન** (મેજબાનીની તૈયારી) **વ** (મોબેદોને) **દહિશન ઈ બહાર્.**

૪–૪. **કાર્ વર્જ્નેન્દ.**

૫. **વ તન્ વિસ્તર્ગ** (સફેદ સુતરાઉ કપડાંની જોડી, સીઆવ) **દગ્યા કર્દન્** વેસ્ટ: "શરીરનાં–કપડાંને સાફ કરવાં." ૬–૬. **પેશ્–ગાસ્ ઇ મ્યાજ્દ.**

૭. **બાખ્તન્**, સરખાવો અવસ્તા **બજ્** "વહેંચવું," ફાર્સી **બાખ્તન્**, "આપવું," "દેવું"; એટલે કે હિસ્સાઓ.

૮–૮. **મા હુનર આવાચિશનીગ્.** ૯–૯. **પેશ્ નીયાજ્ગ્.** ૧૦. પહલવી **અમત્.**

૧૧–૧૧. સરખાવો ફાર્સી, **અફ્સાર્દન્** "દાબવું," "પીલવું."

૧૨–૧૨. **ગાસાન્બાર્ લા પચન્ કર્દ યખ્સેનુનિશનીગ્.**

૧૩–૧૩. **જ્ઓતીહ્ રાસ્પીગીહ્ ઘલ્ યેહવૂનેન્દ.** બેહતર, **ઘલ્ યેહવૂન્દ.**

૧૪. એટલે કે, બીજા દસ્તુરો.

૧૫. વાંચણુ: **રદીહ્**, DP મુજબ. એ બોલ **વદીહ્** એટલે "(ગુનાહોને) દુર કરવું" બી થઇ શકે.

૧૬. વાંચણુ: **આવાર્**, "હિસાબ;" સરખાવો ફાર્સી **આવાર્.**

શું ફેરફારો થાય છે તે વિષે. (૧૧) જાણવું કે[1] અશો ફરોહરોનું આ દુન્યામાં આવવું, વર્ષને છેડેના દસ દિવસો જે શિયાળો પુરો થતાં (આવે છે) તેમાં છે, કારણ કે પેલા પાંચ ગાથાના દિવસોબી ફરોહરોના દીવસોમાંજ[2] આવે છે; આ દસ દિવસોમાં શિયાળાનું જવું થાય છે, અને ઉનાળાનું આવવું[3] થાય છે.[4] (૧૨) આ દસ દિવસોમાં અશો ફરોહરોની મોટી જરૂરની માંગણી તો એ છે કે તેઓની આરાધના અને તેઓ તરફની બંદગીથી તેઓને અતિ ખુશી[5] કરવાં; સબબ કે તેઓની તરફ ધર્મી આવકાર અને માનની ગેરહાજરીથી[6] તેઓ દુઃખી[7] થાય છે, અને તેઓનું તેથી આ દુન્યામાંથી મીનોઇ જેહાનમાં (નાખુશી સાથે) પાછું ઉંચે જવું[8] થાય છે. (૧૩) અને તે વખતમાં[9] સખાવત અને ઉદાર રીતે બક્ષેશ આપવાની[10] હરેક જરથોસ્તીની મોટી ફરજ[11] છે, અને હરેક જગાના વડા દસ્તુરનું કામ છે કે તેણે તેમાં મદદ કરવી,[12] અને ગરીબો તરફથી વચ્ચે પડવું, અને ફરોહરો[13] માટે ફરવર્દીગાનના દહાડાઓમાં શું શું ક્રિયા કરવી[13] તે તેઓને શીખવવું તે વિષે.

---

૧. અહીં અએવ્ બોલ હુવાત્ અએવ્ સારૂં વાપર્યો છે.

૨. ચાગૂન્–અશૂ...બએન્.

૩. આ ખુલ્લું બતાવે છે કે ઉનાળાની અથવા વર્ષની શરૂઆતના પાંચ દિવસો (એટલે, ફરવર્દીન મહિનાના પહેલા પાંચ દહાડા) ફરવર્દીગાનના દસ દહાડાનો એક ભાગ હતો. આ દસ અને પાંચ ગાથાના દહાડાઓ મુજબ પાંચ પાંચ દહાડાના ત્રણ પંચવાડીઓ બનતાં હતાં, જે ફરવાહરોની આરાધના અને ક્રિયાઓ માટે અલાહેદાં રાખેલાં હતા. અહીં જિમ–જીક્ પહેલા પાંચ ફરવર્દીગાનના તેહવારો માટે વપરાયલો છે, ખરૂં જોતાં એ શિયાળાના છેલ્લા પાંચ દહાડા છે, એટલે ગુજસ્તે સાલના ૩૬૦ દિવસમાંના છેલ્લા પાંચ દહાડા, ને બીજા પાંચ દહાડા તે (ગાથાના દહાડા બાજુ રાખતાં) ઉનાળાના પહેલા પાંચ દહાડા હતા, એટલે, બેસતાં નવાં વર્ષના પહેલા પાંચ દહાડા હતા. હવે પાંચ દહાડાનાં પહેલાં પંચડીઆંમાં "ભયંકાર શિયાળાને" મૂકેલો છે; અને બીજા પાંચ દહાડા ઉનાળામાં આવેલા છે, એટલે વર્ષની શરૂઆતના છે. સરખાવો ફારસી જીક્–જીક્, "બુમાબુમ," "ધડાકો." જુઓ અવસ્તા વંદીદાદનો પહલવી તરજુમો ફરગર્દ ૧ લી, ફ. ૩.

૪. પવન્ જક્ ચેહુવૂનેદ્.

૫. વેશ્–શ્નાયિશ્નીહ્, અવસ્તા ખ્શ્નુ, "ખુશ થવું."

૬. અ–પદીરિશ્નીહ્ વ અનીયાયિશ્નીહ્.

૭. સરખાવો અવસ્તા ત્બએશંઘ્.

૮. સરખાવો ફારસી ખીજ્, "ચઢતું," "ચઢનાર," આખેજિશ્નીહ્, "રવાનગી."

૯. ફરવર્દીગાનના દહાડામાં. ૧૦. બરા દહિશ્નીહ્ "બરાબર આપવું."

૧૧. વેશ્–ફરીજ્વાનીગીહ્, સરખાવો. ફારસી ફર્જ્, "ફરજ."

૧૨. શબ્દાર્થ, "મદદ કરવા માટે."

૧૩–૧૩. મૂન્ (મા ને બદલે) ફરવર્દીગાન્ રાએ બએન્ ફરવર્દીગાન્ કુનિશ્ન.

(૧૪) અને દવાને લગતા રોપાઓ (બહારનાં ગામોમાંથી) કયારે લાવવાનો[1] વખત છે તે વિષે; અને તેજ બાબત વિષે જે કાંઇ બીજું જરૂરનું હોય તે.

(૧૫) અને તે દેશો કે જ્યાંનાં લાયક માણસોની ઇચ્છા[2] રવાનને[3] લગતા ગુનાહો[3] માટે—જો[4] તે ગુનાહો સારૂં પ્રાયશ્ચિત હોય તો[4]—ઘરનાં, અને ગામના, અને દેશનાં, અને પ્રગણાનાં લોકોને, દરેકને છુટી છુટી સજા કરવાની હોય છે તે વિષે. (૧૬) ગુનાહોને સુધારવાને[5] સજા ફરમાવવાથી થતા ફાયદાઓ વિષે; અને ગુનાહોને નહીં સુધારવાથી, અને એવી સજા[6] ફરમાવવાનું છોડી દીધાથી[6] થતાં નુકસાન વિષે.

(૧૭) તેત્રીસ સરદારો (રતુઓ) વિષે, જેઓ હાવનની આસપાસ[7] ઘણા નજદીક[7] હોય છે; તેઓ કયાં, કયા, અને કેટલા મીનોઇ (છે), (અને) કેટલા દુન્યવી છે; અને મીનોઇ અને દુન્યવીમાંથી કયો બીજો, અને કયો ત્રીજો, વિગેરે છે. (૧૮) અને દીનને લગતી જાહેર ક્રિયા અને જાહેર[8] સેવા[8]ના મોજેજા, અને તેનો મોતેબર સવાબ; અને દીનને હાની પોહોંચાડનારા આષમોગોનાં પરાજય અને ભારે પાપ વિષે. (૧૯) અને આ વિષેબી કે, જયારે કોઇ આષમોઘ થવાથી શકમંદ થાય કે ઓહાનો કયો કાયદો તેનાં મનને રોશની[9] આપવા[9] સારૂ છે, અને ઓહાના કયા (કાયદા)માં મદદ માટેની અરજ[10] ગુજારવા કહેલું છે.

(૨૦) આ વિષે કે, કઇ પરણેતર બાનુ (પોતાના) ખાવંદની મીલકતમાંથી ખાવંદની કાંઇ[11] ચીજ ભેટ કરવાની[11] સત્તા[12] ધરાવે

---

૧. ચન્સેગૂનાં.

૨–૨. ખ્વહિશ્નીહ્ ઈ શાયગાન્, "લાયક માણસોની ઇચ્છા." બીજું વાંચણ: ખ્વાહિશ્નીહ્ ઇ ઓલ્ (માટે) શહીગાન્, "પાદશાહ માટેની ઇચ્છા." વેસ્ટ: "પાદ્શાહી શિક્ષા માટે અરજ કરવી."

૩–૩. તૂજિશ્ન (સજા કરવી) ઇ રૂબાનીગ્ વિનાસ્.

૪–૪. ઓલ્ મૂન્ વિજારિશ્ન, સરખાવો અવસ્તા વીચિર્; ફારસી ગુજારિશ્ન ગૂનાહ્; પહલવી વિજારિશ્ન, "ગુનાહને સારૂં પ્રાયશ્ચિત."

૫. વઇરાસ્તન્, "સુધારો," "સણગાર;" અવસ્તા ધાતુ રાદ્, "સીધું કરવું."

૬–૬. તૂજિશ્ન ઇ વબીદૂન્ત્ ફ્રાજ શેદૂનાં.

૭–૭. નજ્દિસ્ત પઇરામૂન્. ૮–૮. આશ્કારગ્ વર્જીદારીહ્.

૯–૯. રઑશ્ન–ગરીહ્, શબ્દાર્થ: "રોશ્ની બનાવવા (સારૂં)," "સમજણ."

૧૦. ખ્વાહિશ્ન, "આતુરતાભરી ઇચ્છા," સરખાવો ફારસી ખ્વાસ્તન્.

૧૧–૧૧. મન્દવમ્ ચેહ્બૂન્તન્.

૧૨. દસ્તોબર; પહલવી દસ્તોબરીહ્, "સત્તા."

છે; (અને) કેવાં પ્રમાણુમાં, અને કેમ, અને કોણુને તેમ ભેટ કરવાની સ-તા તે ધરાવે (છે); અને જેને તેણી ભેટ આપે છે તે ભેટ તેણીનો ખાવંદ તે લેનારની પાસેથી પાછી લાવવાની સત્તા ધરાવે છે, તે બાબત વિષે.

(૨૧) આ વિષે કે, જયારે ઉનાળો આવે છે ત્યારે શિયાળો કયા (દેશમાં) જાય છે; અને જ્યારે શિયાળો બેસે છે, ત્યારે ઉનાળો કયાં જાય છે. (૨૨) અને એક સદીમાં પસાર થયલી આફતોના[1] વિસ્તાર[1] વિષે, અને તે પસાર થવાના લાંબા વખત (વિષે); (અને) જે કાંઇ (તે) આફતો સાથે જોડાયલું હોય તે; અને જેબી આ બાબતપર બીજું હોય તે વિષે. (૨૩) ઉનાળો કઇ કઇ જગ્યાએ હોય છે, (અને) તેના કેટલા મહિના હોય છે; વળી ભયંકાર શિયાળાના કેટલા મહીના; બારે મહિનાનાં દીનમાં આવેલાં નામો, અને દરેકનાં નામનું કારણુ, એટલે ક્રિયામાં કઈ ભલી શકિત સાથે આ બાર મહીનામાંનો દરેક મુખ્યત્વે[2] સંબંધ ધરાવે છે;[3] અને તેવીજ રીતે દરેક મહિનાના ત્રીસ દહાડાનાં નામો, અને તેજ મુજબ દરેક સાલના પાંચ ગાથાનાં–એટલે સાલને છેડેના પાંચ ગાથાના દિવસો, જે બધા ભલાં યજ્દો સાથ જોડાયલા છે; અને ભલાં **ફરોહરોને** તેઓનાં નામથી કયારે યાદ કરવાં તે વિષે.

(૨૪) “અશોઇ સર્વથી સરસ ન્યામત છે.........”

---

## બાબ ૭ મો.

### રતુ–દાત–હઇતગ નસ્ક.

(૧) **રતુ–દાત–હઇતગ**[4] નામનાં નસ્કમાં રેવાજો અને કાયદાઓ, જે દીનને લગતા અને ફરજયાત છે, તથા જે[5] અમલમાં મૂકવાજ જોઇએ,[5] તે

---

૧–૧. **ચન્દીહ્ ઇ વોઇધ્ન્.**

૨. **વાસ્પૂહ્રગાનીહા**; સરખાવો અવસ્તા **વીસો–પુથ્ર.**

૩. **નફ્શા**, “કોઈનું પોતાનું,” એટલે એક યજતનો પોતાનો મહિનો.

૪. **રતુ–દાત–હઇતગ્** નો અર્થ “દસ્તુરોને લગતા હયાત કાયદાઓ” થાય છે. રવાયતમાં કહેવામાં આવે છે કે આ નસ્કમાં અસલ પચાસ પ્રકરણો હતાં, જેમાંનાં સેકંદરથી ઈરાનની પાયમાલી થવા પછી ફકત તેરજ મળી શકયાં. ફારસીમાં ભૂલથી એને **રતુશ્તાએ** અથવા **રતુશ્તાઇદ્દ** કહ્યું છે. રવાયતોમાં એ નસ્કમાં આવેલી બાબતો નિચે મુજબ આપવામાં આવી છે:–“ચાકરી કરવાનો, હુકમો આપવાનો, અને રાજાઓ, દસ્તુરો, અને જજોના હુકમમાં રેહવાનો ખુલાસો તેમાં આપેલો છે; શેહરોને રાખવાની રીતો જાહેર કરવામાં આવી છે; દીનનાં ફરમાનો જાહેર કીધેલાં છે; અને પેટે ચાલતાં પ્રાણીઓ પક્ષી, ઢોર, અને મચ્છીને પકડવાની રીત; **અહુર્મજદ** અને **અહ્રર્મનની** દરેક પેદાયશ; બધા દર્યાઓ, પહાડો, અને દેશોનું વર્ણન; અને એવીજ બીજી બાબતો.” (H. Essays, p. 129).

૫–૫. **વબીદૂનિશ્નીગ્.**

વિષેની બાબતો આવેલી છે. (૨) નામચીન દસ્તુરોનાં સરદાર થવાની લાયકાત અને ચઢતી યોગ્યતા[1], અને તે સરદારની ચઢતી હુશ્યારીનાં કારણો, અને પાદશાહ[2] જેવાની પણ સરદારીની[2] મીલકતોમાં[3] (તેનો) ભાગ; એટલે કે, તેનામાં લાયકાત અને નાલાયકાત, અને યોગ્યતા અને અયોગ્યતા કેવી રીતે પારખવી;[4] એટલે, ખનિરથના અને બીજા જુદા જુદા દેશોનાં વડા દસ્તુર તરીકેની લાયકાત; એટલે કે જે મજ્દયસ્નાનોમાં સઉથી પહેલો ઉભો રહે તેની લાયકાત પારખવી.

(૩) અને અમેશસ્પંદોની બેઠક અને તેઓનાં પોશાક[5] કેવાં હોવાં જોઇયે તે, અને તેઓનાં જ્ઞાન વિષે; યજ્દોની સેતાયશમાં થતી ક્રિયાઓ, અને વપડાતાં આલાતો; દરએક ક્રિયામાં જ્ઓતી અને રાસ્પીની જગા અને કામો, અને વળી મુખ્ય અથોરનાનોના તેઓની ક્રિયાઓને લગતાં દરેકનાં જુદા જુદા અગત્યના ભાગોમાંનાં, સઘળાં ખાસ કામો વિષે. (૪) અને સવાબનાં[6] કામમાં ભેટ આપવાની[6] મોટાઇ, અને એવી ભેટ આપવાની રીત; અને હાડમંદ[7] જીંદગી[7]ના વિચારો, બોલો, અને કામોમાં અહુરમજદની નજદીક આદમી હોવા વિષે.

(૫) "અશોઇની ન્યામત સર્વથી સરસ છે..........."

---

૧. સજાગ્તરીહ્, સરખાવો ફાર્સી સજ઼ાતર્ અથવા સજ઼ાવાતર્.

૨–૨. પતીહ્ (અવસ્તા, પઇતિ) ઇ ખૂદાએ-ઇય્.

૩. ખ્વીશીહ્, "માલીકી," "પોતાનું હોવું."

૪. વિચારિશ્ન. ૫. બર્–હામગ્.

૬–૬. વિચિદાર્–દહિશ્નીહ્, સરખાવો ફાર્સી ગજીદ્, "ભેટ," "બક્ષીશ." વેસ્ટ "મદદગાર થવું તે." બીજો અર્થ "પસંદ કરનાર અથવા જજની પુણ્યના કામો સારૂં ભેટ કરવાની મોટાઇ." ૭–૭. અહૂ ઇ અસ્તાઓમન્દ.

## બાબ ૮ મો.
### બરિશ નસ્ક.

(૧) **બરિશ**[1] નામનો નસ્ક એ કુવવત[2] વધારવા[2] વિષેનું, અને કુદરતી ડહાપણ, અને જ્ઞાનથી મેળવેલાં ડહાપણની ઘણીક[3] શકિતઓની[3] સચાઇ, અને સખાવત વધારવા વિષેનું પુસ્તક છે. (૨) અને વળી ઠગાઇ, કંગાલ્યત,[4] અને અજ્ઞાનપણું, અને દુષ્ટ-જ્ઞાન, અને[5] કેટલીક બીજી બદીઓ જે મનની નેક શકિતઓના ખુની દુશ્મનો[5] સમાન છે તે વિષે છે. (૩) અને **વોહુમન**, અને **સ્પેન્તા-આર્મઇતિ**, અને **સરોષ**, અને **અશિશ્વંઘ**,[6] અને ઘણીક બીજી આરાધવા લાયક શકિતઓના; અને **અકોમન**, **વરેન**, **અએશ્મ**, **અન્દર**,[7] અને ઘણાક બીજા દેવોના; આશિર્વાદો અને શ્રાપો, સારો ફાયદો અને ખરાબ ફાયદો,

---

૧. **બરિશ્માં** અસલ ૬૦ અવસ્તાનાં પ્રકરણો હતાં, જેમાનાં ફકત બાર સેકંદરના વખત પછી બાકી રહ્યાં છે. **બરિશ્** નો અર્થ "ઉંચું," "ચળકતું" થાય છે, (અવસ્તા ધાતુ, **બરેજ્**, "ઉંચી પદવીએ ચઢાવવું"), અને તે ઉંચી પદવીવાળાં લોકોના કામોનું વર્ણન આપે છે. "તેમાં આ બાબતો વિષેનું જ્ઞાન આપેલું હતું:-પાદશાહે રાજ કેમ ચલાવવું, દીનનાં જજોના હુકમો અને ફરમાનો શું હોવાં જોઇએ; દુન્યાની જાળવણી અને રક્ષણ, દરેક નવાં શહેરને આગળ વધારવું; ખોટું બોલનારા, પાપી, અને એવાજ લોકો કેવા હોય તેનું બ્યાન એ નસ્કમાં આપેલું છે." (H. Essays, p. 129.)

૨-૨. **જોર્-રાયીનિશ્નીહ્**, "જોર આગલ વધારવું."

૩-૩. **કબદ્ હૂનરાન્**, શબ્દાર્થ, "ઘણીક હુશ્યારીઓ અથવા હુનરો."

૪. **પૂશ્**, એ શબ્દ **બુન્દહિશ્નના** પ્રકરણ ૨૮ માં બખીલાઇ અથવા નિચપણાના દેવ માટે વપરાયલો છે. સરખાવો ફાર્સી **પૂશ્**, "નજીવી ચીજ" અથવા **પૂજ** કે **પૂચ**, "હલકા ખવાસવાળું," "નીચ."

૫-૫. **વ કબદ્ આહૂગાન્ ઇ હૂનરાન હમએસ્તાર્ બ્રાત્રૂત્**. **હમએસ્તાર્** સાથે સરખાવો એજ અવસ્તા શબ્દ; અને **બ્રાત્રૂત્** સાથે જરથુસ્ત્રનો ખુની **બ્રાત્રૂઅરએશનું** નામ. પહલવીમાં, વારે ઘડીએ, **બ્રાત્રૂત્** સામાન્ય નામ અથવા વિશેષણ તરીકે વપરાવા લાગ્યો છે. અહીંઆં તે વિશેષણ ગુજરાતી ખુનીને અર્થે વપરાયો છે. **આહૂગાન્** નો અર્થ તે ખરાબ ટેવો છે, જે એક માણસની સારી ટેવો અને શક્તિઓ (**હૂનરાન્**)ની સામે થાય છે, અને ગોયા તેઓનું ખુન કરે છે.

૬. **યશરિશ્વંગ્**, અવસ્તા, **અશિશ્વંગુહિ**.

૭. આ ચાર દેવોને અહીંઆં ઉપર આપેલી ચાર ભલી શક્તિના દુશ્મન તરીકે જણાવેલા છે. દાન્કર્દ, પુસ્તક ૬ ઠામાં **વરેનને અશિશ્વંગુહિનો** દુશ્મન કહેલો છે, પણ અહીંઆ તેને અવસ્તા **સ્પેન્ત-આર્મઇતીનો** દુશ્મન બનાવ્યો છે; જો કે તેણીનો દુશ્મન અવસ્તામાં **નાઓંઘઇથ્ય** (સં. नासत्य) છે. અવસ્તા **ઇન્દ્ર** અથવા **અન્દરને** અહીંઆ **અશિનો** દુશ્મન કીધો છે; જો કે એ દેવ અવસ્તામાં **અશ-વહિશ્તના** દુશ્મન તરીકે ઓળખાયલો છે, **બુન્દહિશ્નનાં** પ્રકરણ ૩૦ માં, ૨૯ મા ફકરા મુજબ **અકોમન** અને **અએશ્મ** એ **વોહુમન** અને **સરોષના** જાણીતા દુશ્મનો છે

સારૂં જોર અને ખરાબ જોર, અને સારા શબ્દો અને ખરાબ શબ્દો; (અને) તેજ[1] બાબત પર બીજું જે હોઇ શકે તે[1] તેમાં આવેલું છે.

(૪) અને જમાનાની સરજત[2] તેની ખાસ્યત અને વળાણુ,[3] અને દીન, અને ભલી ટેવ, અને વિદ્યા, અને લાયક કામ,[4] અને ઉદ્યોગ વિષે, અને તેજ બાબતપર જે બીજું હોઇ શકે તે. (૫) અને તેમાં[5] પાદશાહી, અને રાજનો વ્યવહાર, અને દસ્તુરી, અને દાવર (જજ)પણું, અને લવાદી,[6] અને ઐકયતા, અને સંપ, અને વચનનું પાળવું;[7] અને તેજ બાબત પર જે લખવાનું હોઈ શકે તે વિષે. (૬) અને કાયદો અને રસમ અને સવાબનું કામ અને પાપ, ભલી કીર્તિ અને ભુંડી કીર્તિ, અશોઇ અને દુષ્ટપણું; અને તેજ બાબતપર જેબી બીજું હોય તે વિષે. (૭) અને મર્યાદા, અને ભપકો,[8] અને ખોરેહ, અને તાબેદારી;[9] (અને) તેજ બાબત પર જેબી બીજું હોય તે વિષે. (૮) સગાઇ, ગરીબાઇ, મળતાવડાપણું,[10] અને દીનથી જે જોડાણુ થાય છે તે, અને તેજ બાબતપર જેબી લખવાનું તે વિષે.

(૯) અને લાયકાત[11] અને નાલાયકાત; અને તેજ બાબત પર જેબી હોય તે વિષે. (૧૦) અને ચેહરાની ખુબસુરતી અને બદસુરતી,[12] અને જવાની અને બુઢાપો, અને દોલત અને ગરીબાઇ, અને સારૂં નસીબ અને ખરાબ નસીબ;[13] અને તેજ બાબત પર જેબી હોય તે વિષે. (૧૧) ઘણાં અતલગનાં સગાંઓમાં[14] રહેતું કુવવત; અને જુદી જુદી ચીજોની જાતો; (અને) તેજ

---

૧-૧. **મા બએન્ હુમ બબા.** પહલવીમાં **બબા** નો અર્થ બાબત, વસ્તુ, દરબાર, બારણું, ઇત્યાદી થાય છે.

૨. અથવા, "અને સરજતની તે હકીકતો" વિષે.... સરખાવો ફારસી **બખ્ત,** "તકદીર." ૩. કામગ્ "ઇચ્છા," "ભાગ્ય."

૪. ખ્વીશ્-કારીહ્. ૫. એટલે કે તે જમાનામાં.

૬. **મીયાન્જીગીહ્**; સરખાવો ફારસી **મિયાન્જી,** "લવાદ;" **મિયાન્જી-કર્દન** "લવાદી કરવી."

૭. ફારસી **મેહ્ર્-દારી.** ૮. સરખાવો ફારસી **શુકૂહ્.**

૯. સરખાવો અવસ્તા **સ્રઓષ,** "તાબેદારી," (**સ્રુ,** "સાંભળવું.")

૧૦. સરખાવો ફારસી **આરૂન્** અથવા **અરૂન્** "મળતાવડું." એનો અર્થ "ફરજ," "પ્રતાપ" બી થાય; સરખાવો અવસ્તા **અરેન.**

૧૧. **સાજીશ્નીગીહ્**; વેસ્ટ: "લાયકાત."

૧૨. **દૂશ-ચીહ્રીહ્,** અથવા **દુશ-ચીહરીહ**; ફારસી **બદ્ ચેહ્રેહ્.**

૧૩. **દૂશ-પગીર્હ.** ફારસી **બદ્ પલક્,** "ખરાબ વાદળાં" અથવા **બદ-બાજ** "ખરાબ ઓળો."

૧૪. **તઓખ્મગાન્,** અવસ્તા **તઓખ્મન્,** "તોખમ," "ખાનદાન."

બાબતપર જેણી હોય તે વિષે (૧૨) અને જ્ઞાન[1] અને સવાલોનો ખુલાસો,[2] અને પુરેપુરી શોધો,[3] અને તેજ બાબત પર જેણી લખવાનું તે. (૧૩) અને ભૂખ[4] અને તરસ (અથવા ભૂખમરો), અને તેના ઉપાયો; અને વધુ તેજ બાબત પર. (૧૪) અને ઘસાઈ[5] ગયલી તનની હાલત[5] અને મોત, અને તે માટેની તૈયારી;[6] અને વધુ તેજ બાબત પર. (૧૫) અને વસ્તુઓની અસલ[7] હાલત,[7] અને આગળ તેઓ કેવી બની હતી, અને પાછળથી કેવી હતી તેનાં કારણો;[8] અને વધુ તેજ બાબત પર. (૧૬) અને સંતોષ અને અસંતોષ, અને ખુશાલી અને દુઃખ;[9] અને વધુ તેજ બાબત પર. (૧૭) અને ભાષણનું બળ,[10] અને મીલનસારી;[11] અને વધુ તેજ બાબત પર. (૧૮) અને અક્કલ અને વિચાર શક્તિ, તન અને રવાન, બહેશ્ત, દોજખ, અને ભવિષ્યની જીંદગી; અને તેજ બાબત પર વધુ. (૧૯) અને દાદાર અહુરમજ્દની સર્વ ચીજો જોવાની અને જાણવાની શકિત, અમેશાસ્પંદોની સઘળી શ્રેષ્ટતા, અને અશો માણસોનો ઓરેહ; (અને) તેજ બાબત પર વધુ જેણી હોય તે. (૨૦) અને પાક દાદારના કલામોનાં ફેલાવા મારફતે (જણાયલી) તે સાહેબ તરફથી ઉતરતી ઘણીક જુદી

---

૧. સરખાવો અવસ્તા **ફ્ર**, "આગળ," અને **જ્ન**, "જાણવું;" ફાર્સી **ફર્જાનહ** "શીખેલો," "પંડીત."

૨ **ફ્રશ્ન-વિજારીહ્**, સરખાવો અવસ્તા **ફ્રશ્ન**, **પેરેસ્વ**, "સવાલ;" પહલવી **વિજાર્દન** "સમજાવવું."

૩. **પૂર્-યોગીહ્** અથવા **નેવગીહ્**, સરખાવો અવસ્તા, **નવ**, "નવુ." વેસ્ટ "પુરો સદગુણ."

૪. વાંચણઃ **સૂદ=**અવસ્તા **શુધ** (સં. ક્ષુધા,) "ભૂખ." DP. માં **સૂક** છે જે **સૂદ**નું બગડેલું રૂપ છે.

૫-૫. વાંચણઃ **ફ્ર્સાવન્દીહ્**, સરખાવો ફાર્સી, **ફર્સા**, "જુનું," "ઘસાઇ ગયલું;" **જાન-ફર્સા** "પ્રાણ-ઘાતક." વેસ્ટનું વાંચણઃ **પરિશ્વન્દીહ્**, "ઘેલચ્છા" (delirium).

૬. **સાજિશ્નીગીહ્**. વેસ્ટઃ "ઉતાવળ."

૭-૭. **કાદા-ઇહ્**, "અસલી જમાનાની હાલત," "આખું હોવું."

૮. **રૂનીહ્**, સરખાવો ફાર્સી **રૂન**, "કારણ," "સબબ." વેસ્ટનું વાંચણઃ **રૂનીહ્**, "વળાણ."

૯. અવસ્તા **તિબિશ**, શબ્દાર્થ "દરદીપણું." DP. **બએશાજીનીદારીહ્** "દુઃખ મટાડવાની શકિત," "તંદરોસ્તી."

૧૦. **તગીગીહ્** (ઇ) **હુજ્વાનીગીહ્**, "સુભાષણનું જોર;" વેસ્ટઃ "જોરાવરી." "લવારો."

૧૧. **હુ-જમનીગીહ્**, "સંપ," "ભાઇચારો." વેસ્ટઃ "મળતાવડાપણું."

જુદી સુખ દુઃખની વહેંચણી,[૧] અને પાદશાહીનું બંધારણ[૨], અને શારીરીક હયાતીઓની પાસબાની, અને રવાનને લગતો છુટકારો; જેને લગતું લાયક શબ્દોમાં એમ કહેવામાં આવે છે કેઃ–"સચાઇથી બોલાયલા શબ્દો[૩] બરિશ. **કશ્કીસુબ**, અને **વિશ્તાસ્પ–સાસ્ત**માં આવેલા છે."

(૨૧) "અશોઇની ન્યામત સર્વથી સરસ છે.........."

## બાબ ૯ મો.

### કશ્કી સ્રૂબ નસ્ક.

(૧) **કશ્કીસ્રૂબ**[૪] નામનું નસ્ક નિચલી બાબતો વિષેની હકીકતો ધરાવે છેઃ–ફરેસ્તાઓની **યજિશન**ની ક્રિયાનું[૫] વર્ણન; દેવ–પરસ્ત[૬] દીનમાંથી બીજી દીનમાં વટલવું શાથી થાય છે,[૬] તે વિષે; અને પવિત્રાઇ અને અપવિત્રાઇનું જ્ઞાન. (૨) ઓરતના દસ્તાનની નિશાનીને[૭] અને તે[૮] વધુ વહેવાની નિશાનીને[૮] સાજી કરવી,[૯] અને તે વિષેની સાવચેતી રાખવી; બુરાઓથી વારે ઘડીએ[૧૦] થતું

---

૧. "સુખદુઃખની વેંહચણી," "ગોઠવણો," અથવા "બંદોબસ્ત."

૨. અવસ્તા **નિ** અને વર્ "સણગારવું," "શોભીતું કરવું."

૩. અવસ્તા **અર્ષુખ્ધ, અર્શ** અને ઉખ્ધનો બનેલો શબ્દ, અર્થ: "સચાઈથી બોલાયલા." એટલે કે પાક દાદારના એ વિષેના સખુનો ખુદ એ નસ્કોમાં આવેલા છે.

૪. એ નવમાં નસ્કનું નામ છે, જેમાં અસલનાં સાઠ પ્રકરણોમાંથી સેકંદરના વખત પછી ફકત પંદરજ પાછાં મળ્યાં છે. એ નામનો અર્થ "મનને ખેંચનારા મનોહર પવિત્ર ફકરાઓ અથવા કલામો," એમ થાય. "તેમાં આ બાબતો હતીઃ ડહાપણ ને જ્ઞાનનું વર્ણન, બચ્ચાંના જન્મનું કારણ, ડહાપણનું શીક્ષણ આપનારા રાહનુમાઓ, પવિત્રાઇ આપવાનું કામ, સાચું બોલવું, આદમજાતને ખરાબ હાલતમાંથી સારી હાલતમાં લાવવું, તેઓને અપવિત્રાઇ અને નજીસાઈપરથી પવિત્રાઇપર લાવવું; રાજાઓ નજદીકના માણસો માટે મોટાઇ અને ઉંચી પાયરીએ ચઢવું અને માણસો, સગાંઓ અને રાજાઓ તથા એવાજ લોકોને, જુઠું કહેનારા કેવી રીતે થાય છે." (H. E., p. 130).

૫. **યજિશ્ન–નીરંગ.**

૬–૬. **પવન મા વશતન્ ઇ શએદા–યજ્ગીહ.** શબ્દાર્થ "દેવ–પરસ્તીનો ફેરફાર શાથી છે."

૭. વાંચણઃ **દશ્તાન્ દખ્શગ્**, સરખાવો અવસ્તા **દખ્શત.** વેસ્ટઃ "યશ્તો માટેની તૈયારીઓ ને સાવચેતીઓ; દેવોથી વારે ઘડીએ થતી બદીની રેલછેલ અને નુકસાનની નિશાની અને ચિન્હો..."

૮–૮. **નીશાન્ ઇ મહમ રીનિશ્નીહ્.**

૯. **વચેરાયીહ્.** "તૈયારી," "સાજું કરવું." ૧૦. **ઓલ્ જિમાનગ્ જિમાનગ્.**

નુકસાન, અને તેઓની હારનું કારણ; અને ફરેસ્તાઓની સેવટની ફતેહ વિષે. (૩) તે પછી એ નસ્કમાં **અહુરમજદનું** જરથુસ્ત્રને ગાથાનાં ઉંચાં ગાયનનું શીખવવું, જે ભલી શકિતઓનું શિક્ષણ કહેવાય છે, તે આવેલું છે.

(૪) " ઉ-તમ ન્યામત અશોઇ છે.........."

---

## બાબ ૧૦ મો.

### વિશ્તાસ્પ—સાસ્ત નસ્ક.

(૧) **વિશ્તાસ્પ-સાસ્ત**[1] નામનું નસ્ક કએ-વિશ્તાસ્પને આપેલું શિક્ષણ, અને પાદશાહીને લગતી ખાસ્યત, સદગુણ, ચાલચલણ, જ્ઞાન, અને હુશ્યારી વિષેનું બ્યાન આપે છે; પ્રાણીઓ કે જેઓની[2] વચ્ચે ખુદાની ઇચ્છા ચાલુ કરવાની જરૂર છે,[2] તેઓની વ્યવસ્થા કેમ કરવી તે વિષે છે.

(૨) અને **અહુરમજદ** તરફથી અમેશસ્પંદોને, **અહુરમજદના** રૂપીતામાન જરથુસ્ત્ર સાથેના દોસ્તીના[3] સંબંધ[3] ની ઉંચી સાબેતી તરીકે, **કએ-વિશ્તાસ્પ** પાસે મોકળવા વિષે; **મઝદયસ્ની** દીનની ખાલેસ ભલાઇ; જરથુસ્ત્રની દીનની ફતેહ અને તેને સ્વિકાર કરવા વિષેનો શાહ **વિશ્તાસ્પને** દાદારનો હોકમ. (૩) **અમેશસ્પંદોનું** ઇરાનનાં રાજધાની શહેરમાં જાહેર રીતે[4] આવવું; અને, બીજું, તેઓનું **વિશ્તાસ્પના** મહેલમાં તેના દોસ્તો[5] સાથે રહેવું;[6] ફરેસ્તાઓ તરફથી[7] **અહુરમજદના** પેએગામનું **વિશ્તાસ્પને** જાહેર થવું;[8] અને ખોદાનાં તાબેદાર[9] શાહ[9] **વિશ્તાસ્પ** તરફથી **મઝદયસ્ની** દીનની પસંદગી કરવા વિષે.

---

૧. **વિસ્તાસ્પ-સાસ્તનો** શબ્દાર્થ "**કએ-વિસ્તાસ્પને** શિક્ષણ અથવા આશિર્વાદ" એમ થાય છે. સરખાવો અવસ્તા **સસ્તિ,** ધાતુ **સશ્** શીખવવું, **સંઘ્** "કહેવું" ઉપરથી. અસલ એ નસ્કમાં સાઠ પ્રકરણો હતાં જેમાંથી સેકંદર પછી દસ મળ્યાં હતાં અને હમણાં આઠજ રહ્યાં છે.

૨–૨. **કામગ્ રૂબાગીહ્ ઇ યજ્દાન્ પતશ્ આવાયિશ્નીગ્.** વેસ્ટ: "પવિત્ર શક્તિઓની મરજીનું આગળ વધારવું જે તેને જરૂરનું છે."

૩–૩. વેસ્ટનું વાંચણુ : **અયાદગીહ્** "યાદ" (જરથુસ્ત્રની).

૪. **વીનાવ્હહુગ્,** "નજરે પડે એવી રીતે."

૫. **હમ-નિશસ્તન,** "સાથે બેસનારા અથવા મળનારા."

૬. **હુન્-દેમાનીહ્** અથવા **હમ-દેમાનીહ્,** શબ્દાર્થ "સાથે રેહેનાર ભાડુત તરીકે." સરખાવો અવસ્તા **દેમાન,** "ઘર."

૭. એટલે અમેશસ્પંદોથી. ૮. અથવા, **સમજણનું** મળવું.

૯–૯. **શમ-શાહ્,** અવસ્તા ધાતુ **રમ** "તાબેદાર હોવું," "આજ્ઞા માનવી."

(૪) વિશ્તાસ્પ સાથે લડવાને ખ્યઑન દેશનાં અર્જાસ્પને[1] અએશ્મ દેવે ઉશ્કેરવું;[2] (અને) તેનું જરથુસ્ત્રની સામે થવું; તે લડાઇ માટે વિશ્તાસ્પની તૈયારી,[3] અને આગળ વધવું,[3] અને વધુ તેજ બાબત વિષે.

(૫) "ઉત્તમ ન્યામત અશોઇથી છે..........."

---

## બાબ ૧૧ મો.

### વશ્તગ નસ્ક.

(૧) **વશ્તગ**[4] નસ્કના અવસ્તા અને તેનો પહલવી તરજુમો કોઇ સત્તાભરેલી રીતે આપણી પાસે જળવાયલો[5] નથી.

(૨) "અશોઇ સર્વથી સરસ ન્યામત છે.........."

---

૧. જુઓ દીનકર્દનું વૉલ્યુમ ૧૪ મું, પુસ્તક ૭ મું, પ્રકરણ ૩ જું, પા. ૨૮, ફુટનોટ ૭ મી.

૨. જુઓ વૉલ્યુમ ૧૩ મું, પુસ્તક ૭ મું, પ્રકરણ ૧ લું, ફ. ૯, પાનું. ૨૩, લીટી ૪ થી; અને જુઓ ગ્લોસરી એ શબ્દ માટે. ૩–૩. **આરાયિશ્ન વ રૂબિશ્ન.**

૪. એ નામનું વાંચણુ ચોક્કસ નથી, કદાચ **વશ્તગ્**, **શતગ્**, અથવા **હશ્તગ્** વંચાય. રવાયતો મુજબ એમાં બાવીસ ફ્રગર્દ હતી, પણ **સેકંદર**ના વખત પછી ફકત ૭ રહી ગઇ. તેમાંની બાબતોનો ટુંક સાર એક રવાયતમાં એમ આપેલો છેઃ– "પહેલો ભાગ **અહુરમજ્દ**ને જાણવા, અને **જરથુસ્ત્રથી** થતાં યકીન વિષે છે. બીજો ભાગ રાજાઓની તાબેદારી, દીનની સચ્ચાઇ, ફરમાનો મુજબ ચાલવું, અને તેઓની સામે થવું, અને ખરાબ કામ કરવાથી કોઇને અટકાવવા વિષે છે. ત્રીજો ભાગ પરગજુ માણસોને આપેલું વચન, અને તેઓનો બદલો, પાપીઓને તેઓની સજા, અને દોજખથી છુટકારા વિષે છે. ચોથો ભાગ દુન્યાનાં મકાનો, ખેતીવાડી, ખજુરી જેવાં ઝાડોને તાજવું યાને છેજવું અને તેને લગતું જે બાકી હોય તે વિષે; માણસોને અને ચોપગાં જાનવરોને થતું દુઃખ અને મળતું જોર, અને તેઓએ દેખાડેલી તાબેદારી; તેઓને સંભાળવાનો ગુણ બક્ષેલો છે; અને જેબી તેને લગતું બાકી હોય તે વિષે; અને દસ્તુરો પોતાની ફરજ દીનના કાયદા મુજબ બજાવે છે. પાંચમો ભાગ માણસજાતની પદવી વિષે છે, જે પદવીઓ ચાર છેઃ પહેલી રાજાની, જેને દબદબાભરેલી રીતે, અને તે પછી જડજો અને દીનના વિદ્વાનોની, જેઓને રાખવા દબદબા સાથે; બીજી પદવી શહેરો પર પહેરો રાખનારા, અને દુશ્મનનો નાશ કરનારાઓની, ત્રીજી પદવી લેખકો અને તે પછી ખેડુતો તથા શહેરનાં મંડળોની; ચોથી પદવી વેપારી, કારીગરો, બજારનાં વેપારીઓની અને કર એકઠો કરનાર લોકોની છે, લડાઇનાં અયામમાં તેઓ ઉશ્કેરાયલા દેખાય છે; અને તેઓએ દસ્તુરોને તથા પાદશાહોને પોતાની આવકનો દસમો હિસ્સો આપવાની જરૂર છે; દસ્તુરો અને પાદશાહોને તેઓ નમન અને આગળ કહેલાં ભલાં કામો ચાલુ રાખે છે, અને જયારે તેઓ એમ કરે છે ત્યારે તેઓ સેવટે મોટો બદલો હાંસલ કરે છે." (જુઓ S. B. E. Vol. XXXVII. pp. 424—425).

૫. **પત્વસ્તન્**, "જોડવું," "સાંધવું"; અવસ્તા **પઇતિ-બન્દ**.

## બાબ ૧૨ મો.

### ચિત્ર-દાત નસ્ક.

(૧) **ચિત્ર-દાત**[1] નામનાં નસ્કમાં માણસોની જુદી જુદી જાતો વિષેની હકીકતો આવેલી છે; પહેલાં આદમી ગયોમર્દને[2] તેની શારીરીક[3] હાલત બતાવવા સારૂં[3] અહુરમજદે કેમ[4] પેદા કીધો;[4] અને પહેલાં જોડયાં,[5] મસ્યે અને મસ્યાની[6], કેમ[7] હયાતિમાં આવ્યાં.[8] (૨) અને ખનીરસ્ જે એક કેશ્વર છે તેમાંની[9] આદમજાતની પુરેપુરી વૃદ્ધી સુધી, તેઓના બચ્ચાંઓ અને સગાંઓ; અને છ ખંડો જે ખનીરસની આસપાસ આવેલા છે તેમાં તેઓની વહેંચણી.[10] (૩) જુદી જુદી જાતો[11] જે વિસ્તારીને[12] નિચે કહેલી છે, તેઓ જયાં ગઇ ત્યાં તેઓના સુલેહ[13] સંપજ સાથના વ્યવહાર માટે[13] વીખેરઈ[14] જવાને[14], પાક દાદારના દરેક જાતને જુદાં જુદાં ફરમાનથી હુકમ આપવામાં આવ્યો હતો; તેઓની જીંદગી અને ઓરેહ પેલી[15] દુન્યામાંથી[15]

---

૧. વધારે સારૂં વાંચણુ **ચિત્ર-વશ્ત**, (ફારસી, **ચિત્ર-ગશ્ત**), "જાતોની હાલત અથવા બ્યાન," સરખાવો ફારસી ગશ્ત, "હાલત," "દશા," અને અવ. **ચિથ**. વેસ્ટ : **ચિત્રો-દાદ**, "પેદા થયલી જાતો." રવાયતોમાં એ ચીહ્રસ્ત યા ચીરસ્ત્ કહેવાય છે, જે રવાયતોમાં જણાવેલું છે કે એ નસ્કમાં અસલ બાવીસ પ્રકરણો હતાં.

૨. અહુરમજદે પેદા કીધેલો પહેલો માણસ (જુઓ **બુન્દહિશ્ન**, પ્રકરણ ૩ જું, ૧૪-૨૩; ૪ થું, ૧; ૧૫ મું, ૧).

૩-૩. **ઓલ્ પએદાગીહસ્તન્ ઇ કેપીંહ્**.

૪-૪. શબ્દાર્થ: "ગયોમર્દની અહુરમજદની પેદાયશ કેમ થઇ ?" ૫. **દૂગીહગ્**, સરખાવો અવસ્તા **દુધ્** "દોહોવું." ફારસી **દૂશીદન્** ને દૂશીદેહ્, "જોડ."

૬. એઓનાં જન્મ અને પેદાયશ વિષે જુઓ **બુન્દહિશ્ન**, પ્રકરણ ૧૫ મું.

૭. **મા આઇનીનગ્**, "કઇ રીતે." ૮. **યેહુવૂન્તન્**, શબ્દાર્થ : "-ની હયાતી કેમ (થઇ.)"

૯. **અએન્ મીયાનગ્**, "-ની હદમાં;" શબ્દાર્થ : "-ની વચમાં." પહલવી કર્તા નો અર્થ ખનીરસનો વચલો ભાગ નહીં, પણ તે આખો દેશ છે.

૧૦. **બખ્શિશ્ન**, અવ. બજ્, "વહેંચવું"; ફારસી **બખ્શીદન્**.

૧૧. **તઑખ્મગ્ તઑખ્મગ્**.

૧૨. **નામ્ચિ** સ્તીગ્, "(કોઇ બાબત) નામ દઇને અથવા વિસ્તારીને શીખવવું;" સરખાવો અવ. **નામન્** "નામ," અને ચશ્, "શીખવવું."

૧૩-૧૩. **આસ્તગ્ શેદુનિસ્નીગ્** (શેદૂનિસ્નીહ્ ને બદલે), ૧૪-૧૪. ફારસી **અન્દાખ્તન્**. "શાંત અથવા મિત્રાચારીથી બીજે દેશ જવું," સરખાવો અવ. **આખ્સ્ત**.

૧૫-૧૫. **મિન્ તમા**. શબ્દાર્થ "ત્યાંથી;" (એટલે મીનોઈ જહાંનમાંથી.)

બક્ષવામાં આવ્યાં હતાં, તે વિષે. (૪) અને તેઓનું જુદા જુદા[1] ખંડામાં[1] નીચે[2] ઉતરવું;[2] અને તેવીજ રીતે ખનીરસની સરહદપર રહેનાર લોકો વિષે; અને તેઓ કે જેઓએ તે ખનીરસની વચ્ચેની જગામાં પોતાના રહેઠાણો બનાવ્યાં હતાં તે, તેમજ અસલ જાતોમાંથી પેદા થયલા લોકોના દરેક ટોળાંના રેવાજોનાં મુળની[3] સમજણ વિષે.[3]

(૫) કાયદાઓ અને રેવાજોની પહેલી સ્થાપના[4] વિષે; ખેતીવાડીને[5] લગતી દુન્યા જે પેશદાદી વંશના **વાએગેરેહ**ની[6] ઉપર આધાર[7] રાખે છે, તેને ખેડવા અને જાળવવા વિષે;[8] પ્રાણીઓનાં રક્ષણ અને રેહનોમાહીના[9] કાયદા માટેની પાદશાહી અને રેવાજો જેનો આધાર[10] પેશદાદી વંશના હૅઑષ્યંઘ ઉપર હતો તે વિષે.

---

૧–૧. ઓલ્ કએશ્વર્ કએશ્વર્.

૨–૨. એટલે 'જુદી જુદી જાતોનું ઉતરી આવવું.'' સરખાવો ફારસી **નિશીબ્**, "નીચાણ." અવ. **નિ** અને ખ્શ્વએપ અથવા ખ્શ્વએવ, ધાતુ. ખ્શ્વપ્, "નીચે ગબડવું." અહીં **નિશોબી, નિશીવીહ્** ને બદલે વપરાયલો છે.

૩–૩. બુન્ વિજાર્દગીહ્; સરખાવો ફારસી ગુજાર્દન, "એક પીકચરની બહારની લીટીઓ કાઢવી;" ગુજારિશ્ "સ્વપ્નાની તાસીર," "સમજણ." વેસ્ટ: "અસલ વર્ણન." ૪. **હુન્એતુનિશ્ન.**

૫. વાંચણ: દહ્ગાનીહ્, "ખેતી", "ખેતીવાડી". સરખાવો ફારસી દહ્કાન્, "ખેડુત", "તવારીખનવેશ". વેસ્ટનું વાંચણ: DP. મુજબ: **દિહાન્કાનીહ્**, "ગામની દેખરેખ." એ વિદ્વાન ધારે છે કે એ વાંચણ **ગેહાન્કાનીહ્** કરતાં બેહતર છે, જે શબ્દનો અર્થ "સંસ્થાન વસાવવું" (colonization) થાય. જુઓ દીન્કર્દનું પુસ્તક ૭ મું, વોલ્યુમ ૧૩ મું, પહલવી દિબાચો ફ. ૧૬, પા ૭, લીટી ૮:— **વ પવન્ હાન્ અવ્-ગામ મદ્ ઓલ્ વએગૅરેહ વ હુઓશ્યંગ ઇ પેશ્દાત, મદમ નીવાદિન્ ઇ બએન્ ગેહાન્ દાત ઇ દહુગાનીહ્, ગેહાન્ વર્જ઼્દારીહ્, વ દહુ-પતીહ્, વ ગેહાન્ પાનગીહ્.**

૬. બુન્દહિશ્ન (પ્રકરણ ૧૪ માં) મુજબ બન્ને સામના પૌત્ર હતા. (જુઓ Sachau's Alberuni, pp. 206, 211). DM. (૧૬ મા ફકરાનાં પહલવી લખાણ) મુજબ, દુન્યાનો પહેલો પાદશાહ વએગૅરેહ હૅઑશ્યાંગનો છોકરો થતો હતો. (જુઓ બુન્દહિશ્ન, પ્રકરણ ૩૧ મું, ૧;૩૪ મું, ૩,૪.)

૭. **મદમ.** ૮. પર્વર્તારીહ્, અવ. વર્ "રક્ષણ કરવું".

૯. રાયીનીદારીહ્.

૧૦. અવસ્તા **પરધાત**, અથવા પહલવી **પીશ્દાત** એ પેશદાદ વંશના આગલા પાદશાહોનો એલ્કાબ છે.

(૬) હુઑષ્યંઘ, જે પહેલો સાતે કેશ્વરોનો રાજા (હતો), તેના નબીરાઓની,[1] અને તખમ-ઉરૂપ[2] (તેહમુરસ્પ) જે તેનાથી બીજો (હતો), તેની હકીકત, અને પહેલી પેદાયશથી છેક યિમ[3] (જમશીદ) સુધીના સીધાં વંશની હકીકત. (૭) અને સાતે કેશ્વરોના ત્રીજા પાદશાહ યિમના નબીરાઓની હકીકત, તેના જમાનાને લગતું જ્ઞાન, અને પહેલી પેદાયશથી છેક યિમના અમલના છેડા સુધીનો તેના જમાનાનો સુધારો વધારો.

(૮) અને બુરી દીનવાલા, દુષ્ટ પાદશાહ દહાક (ઝોહાક)નું[4] બ્યાન; હુઑષ્યંઘના ભાઇ, અને આરબોના પિતા, તાજ[5] સુધીની તેની વંશાવળી, અને તેનો અને તેના જમાનાનો અહેવાલ; યિમના માયાળુ અમલના છેડાથી

---

૧. તઑખ્મન્, "નબીરો".

૨. પહલવી તાખ્મ-ઊરીપ, અવ. તખ્મ-ઉરૂપ, ફારસી તહ્મૂરસ્પ્, એ હુઑશ્યંઘનો પૌત્ર અને ઇરાનનો બીજો પેશ્દાદી પાદશાહ હતો; એને રામ યશ્તના ફ. ૧૧ માં, અજ઼િનવાઓ, પહલવી જ઼યનાવન્દ, "હથ્યારવાળો" કહેલો છે.

૩. અવ. યિમ-ખ્શએત, ફાસીં જમશીદ, પેશ્દાદી વંશનો ત્રીજો પાદશાહ અને તખ્મ-ઉરૂપનો ભાઇ તથા વારસ, જે વેદમાં વિવસ્વતના છોકરા યમ તરીકે જણાયલો છે. ત્યાં તે પહેલો માણસ, પેહલો મરણને શરણ થનાર, અને પરસ્તેશની સંસ્થાનો પહેલો સ્થાપન કરનાર છે. ( જુઓ દીન્કર્દ, પુસ્તક ૭ મું, દીબાચો, ફ. ૧૯–૨૪. બુન્દહિશ્ન, પ્રકરણો ૩૧ મું, ફ. ૨–૫; ૩૪ મું, ફ. ૪.

૪. અવ. અજ઼િ્શ-દહાક, શબ્દાર્થ "ડંખતો સાંપ", પરદેશી રાજા જે યિમને હરાવી તેની ગાદીએ બેઠો હતો (જુઓ બુન્દહિશ્ન, પ્રકરણો ૩૧ ને ૩૪ માં); જમ્યાદ યશ્ત ફ. ૪૬; અને દીન્કર્દ, પુસ્તક ૯ મું, પ્રકરણ ૧૯ મું (સૂદ્ગર નસ્ક). એની માનું નામ વદક્ મળે છે. (અવ. વધ્ઘન, વંદીદાદ, પ્રકરણ ૧૯ મું, ફ. ૬). દહાકને બેવરસ્પ એટલે "હજારો ઘોડાવાળો" કહેલો છે. અજ઼િ-દહાકની હાર પછી તેને દમાવંદ પહાડપર બાંધેલો છે, જ્યાં તે રીસ્તાખેજ સુધી રહેશે, જે વખતે તેને કૅરેસાસ્પ અથવા ફ્રએદુન મારશે.

૫. અસલ પેદા કીધેલી પંદર જાતોમાંથી "માણસની છ જાતો બનેલી હતી", એમ બુન્દહિશ્ન કહે છે, "જે ખનીરસમાં રહી હતી; એ છ માંથી એક જોડાંમાંના મરદનું નામ તાજ઼ હતું, અને સ્ત્રીનું નામ તાજ઼ગ્ હતું, અને તેઓ તાજ઼ીગો (આરબો)ના મેદાનમાં ગયાં, અને એક જોડાંમાંના મરદનું નામ હુઑષ્યંગ, અને સ્ત્રીનું ગૂજ઼ગ હતું, અને તેઓથી ઇરાનીઓ ઉત્પન્ન થયા, અને એક જોડાંમાંથી માજ઼ન્દરાનનાં લોકો પેદા થયાં હતાં." (S.B.E., વૉલ્યુમ ૫ મું, બાબ ૧૫. મો, §§ ૨૭–૨૮, પાનુ ૫૮.

ઝોહાકનાં બુરાં રાજના છેડા સુધીના વખતનું આગળ વધવું, અને યિમથી ફ્રએદૂન[1] સુધીની વંશાવળી.

(૯) ખનીરસના પાદશાહ ફ્રએદૂનનું બ્યાન, ઝોહાકપર તેની ફતેહ, માઝન્દરાન[2]ના દેશના લોકોની હાર, અને ખનીરસ કેશ્વરની તેના ત્રણ દીકરાઓ સેલમ, તુજ, અને એરચ[3] વચ્ચે વહેંચણી; જે દીકરાઓનું પાત્સૂબ,[4] જે આરબોનો રાજા અને તાજનો સગો થંતો હતો, તેની છોકરીઓ સાથે લગનથી જોડાવું; અને તેઓ દરેકના છુટા છુટા વંશનું, અને તેઓનું બ્યાન. (૧૦) એરચના[5] નબીરા,[5] ઈરાનના માનૂશ્ચીહર (મીનોચેહર)ની પાદશાહીનું બ્યાન. (૧૧) તુરાનનો રાજા અફ્રાસીયાબ, જે તુજનું રાજ

---

૧. **ફ્રએદૂન**, **થ્રએતઑન**, **આથ્વ્યનો** છોકરો, સાધારણ રીતે **આથ્વ્યાની** કહેવાય છે; **શાહ-નામામાં ફરીદૂનને આબ્તીનનો** દીકરો કહેલો છે. અવસ્તામાં એનું નામ વારેઘડીએ મળે છે. જુઓ **યશ્ત** ૫ મી, ફ. ૩૪; ૯ મી, ફ. ૧૪;૧૩ મી, ફ. ૧૩૧; ૧૪ મી, ફ. ૪૦; ૧૫ મી, ફ. ૨૪; ૧૭ મી, ૩૪; અને **યસ્નનો** હા ૯ મો, **બુન્દહિશ્ન**, પ્રકરણ ૩૧ મું, ફ. ૭ માં મુજબ તે **યિમનો** નવમો વંશી છેઃ **વીવંઘાણનો** છોકરો **યિમ** તેનો છોકરો **વન્ફ્રધેસ્ન**, તેનો છોકરો **રમક-તોરા**, તેનો છોકરો **ગેફૂર-તોરા**, તેનો છોકરો **સ્પેત-તોરા**, અને તેનો છોકરો **સીયાક-તોરા**, તેનો છોકરો **બોર-તોરા**, તેનો છોકરો **સોક-તોરા**, તેનો છોકરો **પૂર-તોરા**, અને તેનો છોકરો **ફ્રએદૂન આસ્પીયાન.**

૨. **કેસ્પીઅન** સમુદ્રના દક્ષિણ કીનારે આવેલો બુતપરસ્ત દેશ, જયાંનાં લોકોને અવસ્તામાં **માજ઼્ઝન્ય-દએવ** (માજ઼ન્દરાનના દેવો) કહેલા છે.

૩. **ફ્રએદૂનના** ત્રણ છોકરા હતા, **અર્નવાજ઼** (અવસ્તા **એરેનવાચ**)થી **અઇર્યુ**, અને **શહર્નવાજ઼** (અવસ્તા **સવંઘવાચ**) થી **તુર** ને **સઇરિમ.** તેઓના પિતાની મરજી પ્રમાણે એ ત્રણ છોકરાઓ અનુક્રમે **ઇરાન**, **તૂરાન** અને **રૂમના** પાદશાહો થયા. **અઇર્યુનું** તેના ભાઇઓને હાથે ખુન થયું, જેનો કીનો તેના પુત્રના પૌત્ર **માનૂશ્-ચિહરે** લીધો, જે **ફ્રએદૂન** પછી ગાદીએ આવ્યો.

૪. **પાત્સૂબ** બેહતર **પાત-હુસ્રવ** (પુસ્તક ૭ માં, **પાતખ્સૂબ**)નું નામ **બૂન્દહિશ્ન**, પ્ર. ૩૧ મું, ફ. ૬ માં આવે છે અને પહલવી **વંદીદાદ**, પ્ર. ૨૦ મું, ફ ૧: **બાહુર્-આઓ-મન્દાન્ તૂબાનીગાન્ ચીગૂન્ પાતખ્સૂબ્.** આરબોના પાદશાહ **તાજના** છોકરા **અઇર્યે-ફ્રસ્વાનો** એ છોકરો હતો, (જુઓ **દીનકર્દ**, પુસ્તક ૭ મું, પહેલવી દીબાચો ફ. ૩૪). **શાહનામા** મુજબ **ફ્રએદૂનના** ત્રણ છોકરાઓ **યમનના** શાહની ત્રણ છોકરીઓ સાથ પરણ્યા હતા. **યાદગારે-જ઼રીરાન્** માં **કએ-વિશ્તાસ્પના** ભાઇનું નામ **પાત-ખૂસ્ર** મળે છે.

૫-૫. **માનૂશ્ચીહ્ર્**, **અઇરીચની** એકલી દીકરી ગૂજ઼ગ્નો વંશી હતો, તેણી **માનૂશ-ઇ-ખૂર્શેદ-વીનીગ્**ની માવતર થતી હતી, જે માનૂશ-ખૂર્નારનો બાપ, જે **માનૂશ-ખૂર્નાર માનુશ્ચીહ્ર્**નો બાપ હતો. આ ગૂજ઼ગ્ને વળી પાજ઼ન્દ **જામાસ્પ-નામામાં** **વિરાગ્** કહેલી છે.

ધરાવતો હતો[1] તેનું, તથા તૂમાસ્પ[2] ના છોકરા અઉજબ જે ઇરાનનો પાદશાહ અને માનૂશ્ચીહરનો નબીરો, તેમનું[2] બ્યાન.

(૧૨) કવી-કવાત[3] (કયેકોબાદ) કયાનીઓનો નીયાગાન, અને ઇરાનનો પાદશાહ, અને મહાન કેરસાસ્પ[4] જેની પાસે તુજનું રાજ હતું,

---

૧. પહલવી, તૂજ્-આઓમન્દ, અથવા તૂજ્-આવન્દ; શબ્દાર્થ "તૂજનું રાજ ધરાવતો," વેસ્ટ: તૂજ્-હોમોન્દ, "પસ્તાતો," "લૂટતો." એનો અર્થ "તૂજના વંશનો" બી થાય. તૂજ ફ્રેદૂનના ત્રણ છોકરાઓમાંનો એક હતો.

૨-૨. દીન્કર્દ, પુસ્તક ત્રીજું, ફ. ૧૭૬ માં (દસ્તુર સાહેબ પેશોતનજી બે. સંજાણાની આવૃત્તિ, વોલ્યુમ ૫ મું) અઉજૂબનાં હેરત ભરેલા સહાસ કર્મોનું બ્યાન આવેલું છે. બુન્દહિશ્ન પ્ર. ૩૧, અને ૩૪ મામાં તેને વિષે એશારાઓ મળે છે, ત્યાં તેને અગાઇમસ્વકના ત્રણ છોકરાઓમાંના એક તરીકે જણાવેલો છે. અવસ્તામાં તેને ઉજ્વ તૂમાસ્પન્ (યશ્ત ૧૩ મી, ફ. ૧૩૧); શાહનામામાં જૂ-બિન્-તહમાસ્પ કહેલો છે. દીન્કર્દ પુસ્તક ૭ મું, દીબાચો, ફ. ૩૧ માં તેને માનૂશ્ચીહરનો નબીરો કહેલો છે (જુઓ મારૂં વોલ્યુમ ૧૩ મું).

૩. અવસ્તાનો કવિ-કવાત, (ફ્રવર્દીન યશ્ત) ફ. ૧૩૨; જમ્યાદ યશ્ત, ફ. ૭૨, અને શાહનામાનો કએ-કોબાદ. બુન્દહિશ્ન, પ્રક. ૩૧ મું, ૨૪ મુજબ એ તૂમાસ્પના દીકરા ઉજ્વનો પાલક કરી લીધેલો છોકરો હતોઃ- કવાત અપુર્નાએ અએન વસ્પૂતી પેહલુન્ત, અફશાન પવન રૂદ બરા શેદફૂન્ત, પવન કવાતગાન બરા અપ્સર્દ, અઉજૂબ બરા ખદીતુન્ત, બરા પેન્સેગૂન્ત, બરા ફ્રાઝ્ન ફ્રજન્દ વિનસ્તણ્ વ વીત શેમ્ હુન્એતૂન્ત. "તેઓએ બાળક કવાતને કપડામાં વીંટાળીને નદીપર છોડી દીધો હતો; તે એક બારણાના ઉંબરપર બેસુદ્ધ પડેલો હતો, ત્યાં તેને અઉજૂબે જોયો; તેણે તેને ઉંચકી લઇ તે સુદ્ધ વગરનાં અને ખોવાયલાં બાળકને તુરતજ તે (કવાત) નામ આપ્યું." સરખાવો ફારસી, કિવાદહ, "ઉંબર," "બારણાંનો લાકડાંનો ઉમરો." કવી-કવાત ઇરાનનાં કયાનીઅન વંશનો સ્થાપનાર હતો, અને (જમ્યાદ યશ્ત, ફ. ૭૨ મુજબ,) ઇરાનનો બ્હાદુર, જોરાવર, તંદરોસ્ત, ડાહ્યો, સુખી અને પરાક્રમી પાદશાહ હતો. બુન્દહિશ્ન પ્રક. ૨૭ મું, ફ. ૭ મુજબ, કાંસવ સરોવર કયાનીઅન પાદશાહોનું રેહઠાણ હતું. કવી-કવાતને એકજ છોકરો કવી-અઇપિવંઘુ નામનો હતો. આ કયાનીઅન પાદશાહતના સ્થાપનાર વિષે વાંચો દીનકર્દ, પુસ્તક ૭ મું, દીબાચો, ફ. ૩૩ મો.

૪. અવ. કેરેસાસ્પ, થ્રિતનો દીકરો, ઉર્વાખ્શયનો ભાઈ, અને સામનો નબીરો. તેનો અવસ્તા એલ્કાબ નઇરેમનાઓ છે. શાહનામામાં એને શાહ-ગર્શાસ્પ, અસ્રતનો છોકરો, અને કએ-કોબાદની આગળ થઇ ગયલો જણાવેલો છે. તેનું નામ દીન્કર્દ, પુસ્તક ૭ મું, દીબાચો, ફ. ૩૨; પુસ્તક ૯ મું, પ્રક. ૧૫ મામાં મળે છે. એને માટેના વિગતવાર એશારાઓ માટે જુઓ S. B. E., વોલ્યુમ ૧૮ મું, સફા ૩૬૯-૩૮૨ વેસ્ટની; Appendix I., "કેરેસાસ્પને લગતી કથાઓ;" વળી જુઓ યસ્ન ૯ મા, ફ. ૩૧, ૩૬, ૩૯, વંદીદાદ, પ્રક. ૧લું, ૩૬; યશ્ત ૫ મી, ૩૭: ૧૩ મી, ૬૧, ૧૩૬; ૧૫ મી, ૨૭; ને ૧૯ મી, ૩૮-૪૪. કેરેસાસ્પ પોતાનાં જબરાં શારીરીક બળ માટે જાણીતો હતો. તેણે સ્રવર, ગન્દરેવ, પથનનાં બચ્ચાંઓ, નિવિક, અને દાસ્તયન, હિતાસ્પ, વરેશવ, દાન, પિતઓન, અરેઝોશમન, સ્નાવિધક અને બીજા ઘણા દેવોને માર્યા હતા.

તેઓ વિષે. (૧૩) અને કએ-ઉસ[1] ( કયેકાઉસ ) જે કવાતનો નબીરો અને સાત કેશ્વરોનો કયાની પાદશાહ. (૧૪) અને કએ-હઑસ્રવ[2] (કયેખોસ્રો) જે સીયાવખ્શનો છોકરો અને ખનીરસનો રાજા. (૧૫) અને ઇરાન, તુરાન,[3] અને સેલમાનના લોકોની ઘણીક બાબતોનું વિગતવાર બ્યાન; શાહ લોહરાસ્પ,[4] અને શાહ ગુસ્તાસ્પ,[5] અને સ્પીતામાન જરથુશ્ત્, અહુરમઝદની દીનના પએગમ્બરના વખત સુધી; અને કએહૂનની પાદશાહીના પહેલા વખતથી જરથુશ્તનાં ખુદાઇ મુલાકાતે[6] આવવા સુધીના જમાનાનું આગળ વધવું.

---

૧. અવ. કવિ-ઊસ, કવિ-અઇપિવંધુનો છોકરો અને યશ્ત ૧૩ મી, ફ. ૧૩૨ ને, કવિ-ઉસધન. યશ્ત ૧૪ મી, ફ. ૩૯ મુજબ, વારેન્જન પક્ષીએ, જ્યારે કયે-કાઉસે ગરૂડ પક્ષીઓથી ખેંચાયલાં તખ્તપર આકાશમાં ઉંચે જવાની કોશેશ કીધી ત્યારે "કવિ-ઊસના રથને ઉંચકયો." તે બીજો કયાનીઅન પાદશાહ, અને સ્યાવર્શનનો બાપ હતો. તેના ભાઇઓ અર્શન, પિસનહ્ અને બ્યાર્શન્ હતા.

૨. અવ.કવિ-હુઓસ્રવ, સાધારણ રીતે કએ-ખસ્રૂ કહેવાય છે. ઇરાન અને તુરાન વચ્ચેની ચાલુ લડાઇ, પેશદાદી શાહ મીનોચેહરથી કએ-ખૂસ્રૂ સુધી, ઇરાનની તવારીખમાં જાણીતી છે. કએ-ખૂસ્રૂના વખતમાં એનું મુખ્ય કારણ અફ્રાસ્યાબે કીધેલું કએ કાઉસના દીકરા સ્યાવખ્શનું ખુન હતું. સ્યાવખ્શને તેના બાપે કહાડી મૂકયા પછી તે અફ્રાસ્યાબ પાસે જઇ તેની દીકરી સાથે પરણ્યો, પણ તેને આપવામાં આવેલાં માનથી કર્સિવજ (અવ. કેરૅસવજ્દ) અદેખો થયો, અને ખોટાં બોહનાનો જોડી અફ્રાસ્યાબને સ્યાવખ્શને મારી નાંખવા સમજાવ્યો ને તેનો કીનો તેના છોકરા કએ-ખૂસ્રૂએ લીધો; (જુઓ યશ્ત ૯મી, ફ. ૨૨; ૧૯, ફ.૭૭; દીન્કર્દ, પુસ્તક ૭ મું, વોલ્યુમ ૧૩ મું, દીબાચો, ફ. ૩૮-૩૯; બુન્દહિશ્ન પ્રક. ૩૧ મું).

૩. એટલે ફ્રવર્દીન્ યશ્ત, ફ.૧૪૩ માં જણાવેલા અઇર્ય, તુઇર્ય, અને સઇરિમ દેશોના લોકો.

૪. અવ. અઉર્વત્—અસ્પ, જેને યશ્ત ૫ મી, ફ. ૧૦૫ માં વિસ્તાસ્પનો પિતા જણાવેલો છે. તે કએ-ખૂસ્રૂનો દુરનો સગો હતો, અને તેના પછી તે ગાદીએ આવ્યો. દીન્કર્દ પુસ્તક ૫ મામાં (શરૂઆતમાં), અને દીના-ઇ-મઇનુગ્-ઇ-ખ્રતુમાં એને વિષે એશારાઓ મળે છે. અવસ્તા યશ્ત ૧૩ મી, ફ. ૧૦૧; અને બુન્દ, પ્ર. ૨૯ માં મુજબ એના કેટલાક દીકરાઓ હતા, જેમાના જઇરિ-વઇરિ (પહલવી જરીર) અને કએ-વિશ્તાસ્પ ઇતિહાસમાં જાણીતા છે.

૫. અવ. કએ-વિશ્તાસ્પ,જેણે જરથુશ્તની દીન કબુલ કીધી, અને તેણે તે દીન દુન્યામાં બધે ફેલાવવામાં મદદ કીધી. તેની અરેજત્-અસ્પ અને બીજા જરથુશ્ત્રના શત્રુઓ સાથની દીનની લડાઇનું બ્યાન પહલવી યાદગાર્-ઇ-જરીરાન્ માં મળે છે. અવસ્તા અને પહલવી લખાણોમાં કએ-વિશ્તાસ્પનું નામ વારે ઘડીએ આવે છે.

૬. એટલે, જરથુશ્તની અહુરમજદ સાથની પહેલી મુલાકાત સુધી.

(૧૭) અને તે જમાના પછીથી ઘણાક વંશો અને ઘણાંક અહેવાલો, જેમ એજ નસ્કમાં આવે છે[૧] તેમ અહિં આપવામાં આવ્યા છે; અને તેઓની ખાસ્યતો[૨] જેવી રીતે તેમાં આવેલી[૨] છે તેમ અહિં આપવામાં આવી છે; જેમ કે સાસાનનાં વંશજો, જેઓને અને જેઓની પાદશાહીને તેમાં[૩] સંપુર્ણ આશીર્વાદ પામેલાં[૪] ગણેલાં છે.[૫] (૧૮) અને માનૂશ્ચીહરના વંશમાં નઓદર,[૬] યોશ્ત-ફ્રયાન,[૭] સ્પેન્તોદાતનો[૮] છોકરો વોહુમન,[૮]

૧. મનીતૂન્ત્ યેગવીમૂનેદ્, "કહેવામાં આવ્યા છે."

૨-૨. ઓલ્ યેહવુન્ત ગઓહુરીહસ્ત. ૩. એટલે તે નસ્કમાં.

૪. હુ-આફ્રીતાન્; સરખાવો અવ. હ્વાફ્રિત, "ઘણું-ચાહવાયલું," અવ. હુ અને આફ્રિ, "પ્યાર કરવો." "વખાણુવું." ૫. મનિતૂનેદ્.

૬. અવ. નઓતર; બૂન્દહિશ્ન, પ્રક. ૩૧ મું, ફ. ૧૩ મુજબઃ "માનૂશ-ચીહરના છોકરાઓ ફ્રિશ, નઓદર, અને દુરાસ્રૂબ્ હતા." નઓતરના બે દીકરા તુસ અને વિસ્તઉરૂ હતા, જેઓના નામ આવાં યશ્ત ફ. ૭૬ માં મળે છે. શાહનામામાં નોદરના છોકરાનાં નામ તૂસ અને ગુસ્તહમ છે. નઓતરનાં કુટુંબ વિષે યશ્તોમાં વારંવાર એશારાઓ મળે છે. કએ-વિશ્તાસ્પની રાણી હુતઓસ એજ કુટુંબની હતી.

૭. યોશ્ત-ફ્રયાન નામ અવસ્તામાં જાણીતું છે, જેમકે યશ્ત ૫ મી, ફ. ૮૧; ૧૩ મી, ફ. ૧૨૦:-યોઈશ્તો યો ફ્રયાનનાંમ, એ શાહ માનુશ્-ચીહરથી ઉતરી આવેલો છે, જેનો આગલી નોટમાં આપેલો છોકરો ફ્રિશ, અવસ્તા ફ્રયા અથવા ફ્રયાનનું એ પહલવી વાંચન લાગે છે. યોશ્ત-ઈ-ફ્રયાનની પહેલવી વાત (જે સાધારણ રીતે "માદિગાન્-ઇ-ગોશ્ત-ઈ-ફ્રયાન" કહેવાય છે તે)નો હાઉગ અને વેસ્ટે ઇંગ્રેજીમાં તરજુમો કર્યો છે. તેમાં અખ્ત-જાદુ નામના જાદુગર અને નાસ્તીકે પૂછેલાં તેત્રીસ ઉખ્યાણુંને માઝદયસ્ની ગોશ્ત-ઇ-ફ્રયાન તરફથી અપાયલા જવાબો આવેલા છે; વળી કહે છે કે પછી ગોશ્ત-ઈ-ફ્રયાને તે જાદુગરને ફકત ત્રણ સવાલો પૂછ્યા જેના તે જવાબો આપી શકયો નહીં, અને તેનાં પરિણામે અખ્તનો એક અવસ્તા નીરંગનાં બળથી તે માઝદયસ્નીએ નાશ કર્યો. આ વાત ઓએડીપસની કથા અને વોર્ટબર્ગની લડાઇની જર્મન વાર્તા સાથે સરખાવવામાં આવે છે.

૮-૮. અવસ્તા, વોહુ-મનો, વિસ્તાસ્પના છોકરા સ્પેન્તો-દાતનો છોકરો, અને શાહનામામાં એને ઇસ્ફન્દયારનો દીકરો બહમન કહેલો છે. પહલવી બહમન યશ્ત (પ્રકરણ ૨ જું, ફ. ૧૭) માંનો અર્દશાર-ઈ-કયાન, વળી જુઓ બુન્દહિશ્ન, પ્રકરણ ૩૧ મું, ફ. ૨૯; અને ૩૪ મું, ફ. ૮, જેમાં એમ કહેવામાં આવ્યું છે કે બહમને ઇરાનમાં બાર વરસ રાજ્ય કર્યું. તેનું રાજ્ય વોહુમન યશ્ત, પ્રકરણ ૨ જું, ફ. ૧૭ માં રૂપેરી જમાના તરીકે જણાવેલું છે. દીનકર્દ, પુસ્તક ૭ મું, પ્રકરણ ૬ ઠાં પ્રમાણે (જુઓ મારૂં વોલ્યુમ ૧૪ મું, ફ. ૪, પા. ૪૮). પાદશાહ વોહુમનને અવસ્તામાં નીચે મુજબનો જણાવ્યો છેઃ—"વોહુમન, સાચ્ચો અને માઝદયસ્નીઓમાંથી કોમની સૌથી સરસ વ્યવસ્થા કરનાર." તેનો બાપ સ્પેન્તોદાત જે તેના બાપ અને અર્જાસ્પ વચ્ચે જાગેલી ધર્મને લગતી લડાઇમાં પોતાની લડાયક ફતેહો માટે જાણીતો છે. શાહનામા મુજબ તેને ઇરાની પહેલવાન રૂસ્તમે હરાવી મારી નાખ્યો હતો.

**અવરેથ્રબહ**નો[1] પીતા **આતરોપાત** તે **મહરેસ્પંદ**નો છોકરો એ સઘળા છે; અને તેઓનું કુદરતી ડહાપણ[2] જે ભવિષ્યને માટે જાણીતું રહેશે તે કેવું[3] હતું તે વિષે. (૧૯) વળી એક પાદશાહીના ઘણીક પ્રકારના હુનર અને ઓરેહ કેવાં હોવાં જોઇએ તે વિષે; (જે પાદશાહીએ) પોતાના વારસોને[4] આગળ વધતાં, સુધારાઓ કરતાં શીખવ્યું[4] અને જેથી તે વારસોપર

---

૧. અવસ્તા **અવરેથ્રબંઘ્**; **ફ્રવર્દીન યશ્ત**, ફ. ૧૦૬, "**અવરેથ્રબંઘો રાશ્તરે-વઘેન્તોઇશ્ અશઑનો ફ્રવશીમ્ યજ઼મઇદે.**" અહીં એ જાણવા લાયક છે કે આએ પ્રકરણમાં ટાંકેલા અવસ્તામાંના ઈતિહાસીક એશારાઓ **પેશદાદી** અને **કયાની** પાદશાહો વિષેજ છે, અને છેવટે **જરથુશ્ત્ર**ના જમાનાના અશો દસ્તુર **અવરેથ્રબંઘ્** આવે છે. તે જરાબી શક વગર પુરવાર કરે છે કે હાલના અવસ્તા લખાણો **હુખામની** જમાનાની પહેલાં રચાયલાં હોવાં જોઇએ. પહલવી લખાણો જે ઘણાં પાછળથી લખાયલાં છે તેમાં આપણને **વોહૂમન**ની છોકરી **હુમાય**, **દારા**, **સીકન્દર**, **અશ્કાનીઓ** અને **સાસાનીઓ** અને **આરબોના** અમલ વિષે પણ એશારાઓ મળે છે. આએ અવસ્તાના **રાશ્તરે-વઘન્તની મારેસ્પંદ**ના છોકરા **આતરોપાત** તરીકે જે ઓળખાણ **દીનકર્દ**નાં ૮ માં પુસ્તકના રચનારે આપી છે, તે ખુલ્લી એક ભુલ જણાય છે, કારણકે આએ **આતરોપાત** સદીઓ પછી એટલે **સાસાની** પાદશાહ **શાહપૂર** બીજો, જેનો તે વડો વજીર અને દસ્તુર હતો, તેના વખતમાં થઇ ગયો હતો. એવી ઓળખાણ માટે દીનકર્દના લખનારે કાંઇપણ પુરાવો આપ્યો નથી. તે કદાચ કોઇ પાછળના લખનાર અથવા નકલ કરનારનો ઉમેરો હોય. **રાશ્તરે-વઘેન્ત** એ **આતરો-પાત** હોઇ શકે નહીં, કે તેનો છોકરો **અવરેથ્રબહ જરથુશ્ત્ર** હોઇ શકે નહીં, તેનાં કારણો નીચે મુજબ છે: **ફ્રવર્દીન યશ્ત**માં આવેલાં નામોની ટીપ, જયાંસુધી આપણે તે નામો ધરાવનારાઓને ઓળખી શકયે ત્યાંસુધી, તેઓ જે જમાનામાં થઇ ગયા હોય તેના ક્રમમાં ગોઠવવામાં આવી છે. જો એમજ હોય તો, **રાશ્તરે-વઘેન્ત**નો છોકરો, **અવરેથ્રબહ**, પેગમ્બર **જરથુશ્ત્ર**ના નજદીકના જાયનશીનોની સાથનો હોવો જોઇએ. **ફ્રવર્દીન યશ્ત**માં આવેલાં નામોમાંનું કોઈપણ **સાસાની** જમાનાનું નામ હોય એમ જણાતું નથી. **આતરોપાત**ના છોકરા **જરથુશ્ત્ર**ના કરતાં **અરેત-ક્ષથ્ર** અને **તનૂ-સર**નાં નામો એ ટીપમાં વધારે લાયક થઇ પડે. તેથી **કયાની** જમાનાનો **અવરેથ્રબહ** અને **સાસાની** જમાનાનો **અવરેથ્રબહ**, એટલે **આતરોપાત**નો છોકરો, એ બે વચ્ચેનો ફરક સંભાળથી નોંધવો જોઇએ. (જુઓ દીનકર્દ, પ્રકરણ ૬ ઠું, ફ. ૨૦). **અવરેથ્રબહ**ને માટે વાંચો **વેસ્ટ**ની સરસ ફુટનોટ પાને ૨૯–૩૦, S. B. E. Vol. XXXVII.

૨. વ **અએદુનીહ્ ઇ આસ્નો ઇચ્ પવન્ ચેહવૂનેદીહ્ ચેગવીમુનેદ્.** સરખાવો અવસ્તા **આસ્ન**, "જાતિ અકકલ", એ વાકયનો અર્થ એ છે કે **આતરોપાતનું** ઉંચું ડહાપણ લાંબો વખત સુધી યાદ રહેશે. અને ભવિષ્યની ઓલાદો તેને વખાણશે. વેસ્ટ નીચે મુજબ તરજુમો કરે છે: "અને તેની હયાતિ (DP. મુજબ હઇતોઇહ્ વાંચો) પછી પણ, ભવિષ્યને માટે રહે છે."

૩. પહલવી, **અએદૂનીહ્.**

૪-૪. (**ફ્રશકર્દ રૂબિશ્નીગ્**) **ઓલ્ તઑખ્મગાન્ બાખ્ત્**, "જાયનશીનો વચ્ચે વહેંચી આપ્યાં."

સુભાગ્ય[1] અને કીર્તિ[1] પ્રસન્ન થયાં, જેથી જયાંસુધી રિસ્તાખીઝ પુરો થશે નહીં ત્યાંસુધી તેઓ છુટા[2] પડશે નહીં.[2]

(૨૦) [3] જુદા જુદા ધંધાઓને[4] લગતું અસલ જ્ઞાન, અને જુદા જુદા જમાનાઓની હુસ્યારી[5] અને ઉદ્યોગ; અને દુશ્મન (**અહરમન**) તરફથી જે હાની ઉત્પન્ન થાય છે તે ટાળી દેવા માટેની માણસને મળેલી પુરતી[6] વાકેફગારી[6] વિષે; શરીરની જતન ( અને ) રવાનનાં તારણ વિષે; **જરથુશ્ત્ર**નાં આવવા આગમજનો દાદાર ( **અહુરમજદ** )નાં ફરમાન મુજબનો આએ દુન્યાનો ફરજયાત કારોબાર;[7] (તેનું) ખુદા પાસેથી રોશણીનું[8] લાવવું,[8] અને જુદે જુદે વખતે દીનના પેશવાઓના સંબંધમાં શું બન્યું તે; અને એવીજ બાબદો વિષે જે વધુ હોય તે.

(૨૧) "અશોઇની ન્યામત સૌથી ઉત્તમ છે........"

---

૧–૧. વાંચો: વખ્ત, (ફારસી, બખ્ત) વરેચ (અવ. વરેચંઘ્) "સુભાગ્ય, (અને) કીર્તિ." એ વખ્તવર-ઇચબી વંચાય, સરખાવો ફારસી **બખ્તાવર્**, અથવા પહલવી **બખ્ત્યાવર્**, "નશીબવાન" "ભાગ્યવંત."

૨–૨. **અબુરીદ્**. સરખાવો ફારસી **બુરીદન્**, "કાપવું."

૩. ફકરાઓ ૧૭ થી ૨૦ મા વિષે હું ડૉ. વેસ્ટનાં મત સાથ મળતો થાઉં છું કે "૧૭ થી ૧૯ મા ફકરાઓ **શાહપૂર** બીજો અથવા **સાસાની** રાજના પાછલા વખતમાં લખાયલી ચોપડીઓ વિષે એશારો કરે છે. જ્યારે ૧ થી ૧૬ મા ફકરાઓ કોઈ અસલનાં લખાણો, જે હાલની અવસ્તા કેતાબોને મળતાં આવે છે તોપણ કાંઈ તે પરથીજ લખાયલાં હોય એમ લાગતું નથી, તે વિષેનું વર્ણન આપે છે. અને ૨૦મો ફકરો કોઈબી જમાનામાં લખાય એવાં લખાણ વિષે જણાવે છે. (S. B. E., વૉલ્યુમ ૩૭ મું, પા. ૩૦). ૪. **પિશગ્**

૫. **કીરૂકીહ્** "યાદદાસ્ત," "સમજ." ૬–૬. **કબદ્ આગાસીહ્.**

૭. **રાયીનીદારીહું આવાયીસ્નીગ્.**

૮–૮. **વખ્શ-બુર્દારીહ્**, સરખાવો **વખ્શ્**, "ચળકવું." વેસ્ટ: "અશોઓની પાસેથી પેગામનું લાવવું." તેના કહેવા પ્રમાણે **"વખ્શ્"** શબ્દનો અર્થ, "નફો, લાભ, ભેટ" થાય. તે કહે છે કે "એક એવોજ લખાયલો શબ્દ **વાયા**, 'હવા, દમ,' **શિકન્દ-ગૂમાનીક વિજાર**નાં પ્રકરણ ૧૩, ફ. ૭ માં Genesis I, 2 માં મળતા "Spirit" of God (ખુદાના રૂહ)ને અર્થે વપરાયલો છે."

## બાબ ૧૩ મો.

### સ્પેન્દ નસ્ક.

(૧) સ્પેન્દ નસ્કમાં નીચલી બાબદો વિષે તફસીલવાર જણાવવામાં આવ્યું છે. જરથુશ્ત્રનું તન, તેવણનું ફ્રવાહર, અને રવાનની[1] હસ્તી,[2] અને તે સઘલાંનું જોડાણ;[2] મીનોઇ દુનયામાં તે દરેકની ઉત્પત્તિ[3] કેમ થઇ, અને આએ ખાકી દુન્યામાં તેઓની પેદાયશ કેવી રીતે (થઇ); જરથુશ્ત્રનાં મા અને બાપ[4] સાથ એ તત્વો કેમ જોડાઇ[5] ગયાં, અને તે મા અને બાપ કેમ ભેગાં મલ્યાં; પએગામબરનાં હાડમંદ શરીર, ફ્રવાહર, અને જીંદગીનું તેમનાં માદરમાં જોડાણ કેમ થયું, અને (તેમની) માથી (તેમનો) જન્મ કેમ થયો; અને એજ બાબદ વિષે જેબી સંબંધ ધરાવતું હોય તે.

(૨) અને વળી સ્પેનામીનો અને ગનામીનોની બન્ને શકિતઓનું (આ દુન્યામાં) આવવું; ભલી શકિત દુન્યાનાં વધારાને માટે, અને બુરી શકિત નાશ કરવાને માટે; ભલાં યઝદોની ફતેહ; અને જરથુશ્ત્રનું પાલનપોષણથી ઉધરવું. (૩) તેમની પુખ્ત ઉમરે, ત્રીશ વર્ષની ઉમરે, અહુરમજદની સમાજમાં પાક દાદાર સાથની મસલતનું તેવણે મેળવવું, અને તે પછીના દશ વર્ષની અંદર એવી સાત મુલાકાત થવાનો બનાવ. (૪) તે અરસામાં[6] તેવણથી ઘણા મોજેજાઓ બતાવવામાં આવ્યા છે, જેવા કે દીનકર્દની સાતમી કેતાબમાં[7] ભેગા કરવામાં આવ્યા છે, ચુંટી કાઢવામાં આવ્યા છે; અને દર્શાવવામાં આવ્યા છે.[8]

(૫) જેને સ્પેન્દ (નસ્ક) કહેવામાં આવે છે તેમાં અહુરમઝદ સાથની ઉપલી સાત મુલાકાતમાં થયેલી પુછપરછ સાત વિભાગોમાં વહેંચ-

---

૧. નિસા. વ ગદા પણ વંચાય, અર્થ, 'અને પ્રતાપ," "અને ખોરેહ."

૨-૨. યેહુનિશ્નીહ, હમ-યેહુનિશ્નીહ. ૩. આફ્રીદગીહ. ૪. જર્ખ્નીતારાન. ૫. પત્વસ્તની. ૬. દશ વરસમાં. ૭. દીનકર્દ, પુસ્તક ૭ મું, જે સ્પેન્દ નસ્કપરથી રચાયલું છે, તેમાં પએગમ્બર જરથુશ્ત્રની જીંદગીનું પુરેપુરું વર્ણન આપેલું છે. રિસ્તાખેઝ અને દુન્યાના સુધારા સુધીના ભવિષ્યમાં થનારા બનાવો પણ તેમાંજ આપેલા છે. દીનકર્દ, પુસ્તક ૯ માં પણ તે વર્ણન વિષે એશારાઓ મળે છે.

૮. ચીગુન્ હઈત ઇ હમ-પત્વસ્ત, વિચીદગ્ વ મિન્ દએન-કર્દ નીપીગ્ નિશાનીનીદ. વેસ્ટ : "જેવી રીતે કેટલાક છે, જે એકઠા કરવામાં અને ચુટી કાઢવામાં આવ્યા છે, તે દીનકર્દનાં લખાણમાં નોંધવામાં આવ્યા છે."

વામાં આવી છે,[1] એકી વખતે[2] એક જાતની પુછપરછ;—બીજાં અવસ્તાના નસ્કો એ સાત પુછપરછ વિષે અહુરમજદ સાથે થયલી મસલતને લગતી જગાઓમાંની દરેકમાં[3] ખુદ તેઓથી બોલાયલા[4] શબ્દોના એશારાઓ આપે છે. (૬) જુદી જુદી મસલતો વિષે, દરેક વેળાએ ઉપલી સમાજોમાં મસલતનો શરૂ થવાનો અને બરખાસ્ત થવાનો વખત, અને **અમેશાસ્પંદોની** બેસવાની રીત, **જરથુશ્ત્ર**નું તે મિત્ર મંડળમાં[5] આગળ આવવું, અને તે જગામાં તેનો દરજ્જો;[6] અને (યઝદોએ) તેને[7] શું જાહેર કરવાનું હતું, અને શું બતાવવાનું હતું તે.[7] (૭) દાદારનાં સર્વજ્ઞાની[8] ડહાપણનું **જરથુશ્ત્ર**ને પહોંચવું,[8] અને તે ડહાપણની મારફતે, થઇ[9] ગયેલા વખતમાં અને ભવિષ્યમાં,[9] અને તેની[10] વચ્ચેના વખતના તમામ અંતરમાં,[10] **જરથુશ્ત્ર**નું જોવું.

---

૧. **બખ્શિશ્ની**, શબ્દાર્થ, "વહેંચણી," "ભાગ પાડવા તે." ૨. સરખાવો અવસ્તા **દનરે**, "વખત." ૩. વેસ્ટ પ્રમાણે: "સ્પેન્દ કહેવાય છે એવા સાત વિભાગોમાં સાત પુછપરછો છે, દરેક વખતે એકજ પુછપરછ; અને, આએ સાત પુછપરછોમાં, બીજાં નસ્કોનું આપવું, મસલતની દરેક જગોએ થયલી વાતચીત પરથી હતું." ૪. **ફ્રાજ્-ગૂબિસ્નીહ્.**

૫. **હૂ-દેમાનીહ્** અથવા **હુન્-દેમાનીહ્**, "એક દીનને લગતી મંડળી અથવા સભા." તે અહુરમજદનાં રહેઠાણ **ગરો-દેમાન**માં થયલી સભા વિષે જણાવે છે.

૬. સરખાવો અવસ્તા ગાતુ, "એક લાયક બેઠક" અથવા "તખ્ત."

૭-૭. **મા જક્ ઇ અઓબશ્ ગૂફ્તન્, મા જક્ ઇ અઓબશ્ નિમૂદન્.**

૮-૮. **વ ફ્રાજ્ બૂદન્-ઈ મદમ્ જરથુશ્ત્ર ખ્રતૂ ઈ હર્વિસ્પ-આકાસીહ્.** એજ વિચાર (પહલવી) **વોહૂમન યસ્ત**, પ્રકરણ ૨ જું, ફ. ૫-૮ માં આવે છે: **અફ્શ્ અઊહર્મજદ્ માઈનૂગ્ અવજૂનીગ્ દાતાર્ ઇ ગેહાન્ ઈ અસ્તાઓમન્દાન્, યશરૂબ્, અફ્શ્ ખ્રતૂ ઇ હર્વિસ્પ-આગાસ્ પવન્ મયા કેર્પ, મદમ્ યદા ઇ જરતુશ્ત્ર કર્દ; અફ્શ્ ગૂફ્ત્ અએશ્: "ફ્રાજ્ વસ્તમૂન્;" વ જરતુશ્ત્ર મિનશ્ ફ્રાજ્ વસ્તમૂન્ત; મિનશ્ ખ્રત ઈ હર્વિસ્પ-આગાસ્ પવન્ જરતુશ્ત્ર બએન્ અઊહર્મજદ્ ખ્રત-અશ યેહવૂન્ત; મિનશ્ બરા ખદીતૂન્ત્ જરતુશ્ત્ર પવન્ હફ્ત કએશ્વર્ જિમીગ્ અન્શુતાઆન્ વ કીરાઆન્, અએશ્ કોલા અએવગ્ મૂઇ ચન્દ તાક્, વ પવન્ પસ્ત તાક્ તાક્ સર્ ઓલ્ અએશ્ યખ્સેનૂનેદ્; અફ્શ્ બરા દીદ્ દાર્ વ દરખ્ત્, મૂન્ મા વ ચન્દ્ રેશક્ ઇ અઊર્વરાન્ પવન્ સ્પેન્દર્મદ્ જિમીગ્, અએશ્ ચિગૂન રૂસ્ત યેગવીમૂનાદ્, અએશ્ ગૂમીખ્ત્ યેગવીમૂનાદ્.**

૯-૯. **ખદીતૂન્તન્.........ઇ યેહવૂન્ત્ વ યેહવૂનેદ્.**

૧૦-૧૦. **વ હુમાએ ચન્દીહ્ દરેન્ગ્ ઇ પતશ્.**

(૮) **જરથુશ્ત્રમાં** તે ડહાપણની હસ્તી વિષે; તે વળી શું છે જે તેમનામાં રહ્યા પછી[1] પાછું તે ડહાપણ વધારે સરસ રીતે ખીલી નીકળે છે;[2] જેની મદદથી તે પએગામબર મીનોઇ નજરથી ઉંચામાં ઉંચી અને ઉત્તમ જગો જેવી કે બહેસ્ત, અને ભલાં માણસોના બદલાની જગોના જુદા જુદા તબક્કાઓ,[3] જેવી રીતે તે માણસો પોતે કીધેલાં ભલાં કામોનાં પ્રમાણમાં લાયક થયા હોય, તે જુએ છે; (જેની મદદથી) નીચામાં નીચી અને અતિ ખરાબ જગો, જેવી કે દોજખ અને દ્રવંદોની અને બુરાંઓની સજાની, તેઓના ગુનાહો પ્રમાણેની, જગો તે જુએ છે; અને એ બેની વચ્ચે **હમેસ્તગાન**[4], જે જેઓનો સવાબ અને પાપ સરખાં નીવડે છે તેઓનું ઠેકાણું (છે); અને **ચીન્વદ** પુલ[5] જયાં ભલાં અને પાપી કામોનો હીસાબ[6] થાય છે તે, અને ભવિષ્યની તનવાલી જીંદગી તે જુએ છે, કે જયારે સઘળા અશો તેમજ પાપી માણસો સંપૂર્ણતા[7] પામશે, અને સઘળાં ભલાં પ્રાણીઓ તમામ બુરાઇથી છુટકારો[8] મેળવશે.

(૯) બીજી ઘણીક મોજેજા જેવી ચીજો; સર્વે જાતનાં જ્ઞાનમાંથી[9]

---

૧. **મા જ્ક જ્યશ્ આખર્ બએન્ બરા કત્રુન્ત.**

૨. **અબ્જીન્-પ્રતુ** અથવા **અઊજીન્-પ્રતુ**; સરખાવો અરબી **અઊઝાન્**, "વધારે જોરાવર," "વધારે બળવાન".

૩-૩. **પાઇગ્ પાઇગ્.**

૪. **હમેસ્તેગાન્** એ બહેસ્ત અને દોજખની વચ્ચે આવેલી જગાનું નામ છે, અને તે જે માણસોનાં પુણ્ય અને પાપનાં કામો ચીન્વદ પુલપર જોખાતાં સરખાં ઉતરે, તેઓનાં ગુજર પામેલાં રવાંનો માટે નીર્માણ થયલી જગો છે.

૫. અવસ્તા **ચિન્વદ્-પેરેતુ**, ચીન્વદ પુલ, જે **અલબુર્ઝ** પહાડથી **ચકાદ-ઇ-દાઇત્ય** સુધી લંબાયલો છે, જયાં **રશ્નુ**, **આર્શ્તાદ**, **રામ**, **સ્રઓશ**, **મિથ્ર** અને બીજા ફરેસ્તાઓ ગુજરેલાં રવાનોનો ઇન્સાફ કરે છે, અશો આદમીઓ ખુદાઇ કાયદા મુજબ બહેસ્તમાં જાય છે, અને પાપી દોજખમાં જાય છે, અને જેઓના પાપ અને પુણ્ય વજનમાં સરખાં જણાય છે, તેઓ **હમેસ્તગાન** તરફ જાય છે.

૬. **આમાર્** અથવા **હુમાર્**, ફારસી **શુમાર્**ના જેવો, એટલે "હિસાબ;" અવસ્તા ધાતુ **મર્**, "ગણવું".

૭. **પસાજીશ્ન** સરખાવો પહલવી-ફારસી **પસાખ્તન્**, "પુરૂં કરવું," "બરાબર કરવું." અસલ **પવન્ સાખ્તન્**; અવસ્તા ધાતુ **સચ્.**

૮. **બુખ્તિશ્ન**, "મુક્તિ;" અવસ્તા ધાતુ **બુજ્.**

૯. **મિન્ કોલા અઇનીનગ્ દાનિશ્ન આકાસીહ્.**

મેળવેલી માહિતગારી વિષે; અને ઉપલી દીનને લગતી સાત સવાલ જવાબની બાબતોનો[1] એક ટુંકો સાર.[1] (૧૦) વળી **જરથુશ્ત્રની** અહુરમજદ-પરસ્ત દીનની વાકેફગારીનાં દુન્યા સાથના જોડાણ[2] વિષે; આદમી જાતને પોતાની દીનનું તેવણે કબુલ કરાવવુ;[3] અને જરથુશ્ત્ર પછીના રિસ્તાખેઝ સુધીના વખત વિષે. (૧૧) તે વખતનાં માણસોના સુધારાવધારાની[4] ખાસ્યતો,[5] સદીઓ અને વર્ષોના હઝારાઓની વહેંચણી;[6] દરેક હઝારાના અંત વખતે જે નિશાનીઓ, મોજેજાઓ અને ગેરવ્યવસ્થા[7] દુન્યામાં[8] નજરે પડશે, તે વિષે.

(૧૨) પહેલા હઝારાને છેડે **જરથુશ્ત્રના** છોકરા **અઉશીદરનો**[9] જન્મ, અને તેના આવવા વિષે; અને તેનું અને તેના જમાનાનું વર્ણન; જેઓએ **જરથુશ્ત્રના** જમાનાથી તે **અઉશીદર** આએ દુન્યામાં આવવાનાં વખત સુધી પોતાના જમાનાના ભલાં[10] માટે મહેનત કીધી[10] હતી તેઓને

---

૧-૧. **હન્ગર્દીગીહ ઈ મિલયા.**

૨. **પત્વસ્તન્**, **પધતિ** ને અવસ્તા ધાતુ **બન્દ્**. વેસ્ટ: "વહેવાર."

૩. **હાખ્તન્**, પહલવી-ફારસી **હુખ્તન્**, "પછવાડે જવુ." સરખાવો અવસ્તા **હખ્શએશ**, ધાતુ **હચ્**, "દોરવવું," "લઇ જવું."

૪. **રાયીનિશ્ન.** ૫. **ચીગૂનીહ્**, "જાત," "ખાસ્યત."

૬. **બુરીન્.** ૭. **શ્કફ્તીહ્**, "ગુંચ્ચવાડાભરી હાલત."

૮. DP. માં **બએન્ ગેહાન્** બે વાર આવે છે, તે મુજબ એ અર્થ થાય કે: "દુન્યામાં દરેક હઝારાના અંત વખતે જે નિશાનીઓ, મોજેજાઓ અને ગેરવ્યવસ્થા દુન્યામાં નજરે પડશે તે."

૯. **ફ્રવર્દીન યશ્ત**, ફ. ૧૨૯ માં તેને ઉખ્શ્યત્-એરેત, "(મુએલાંઓનાં) હાડકાં સજીવન કરનાર," "પાછી જીંદગી આપનાર" કહેવામાં આવ્યો છે. જે કન્યા તેને જન્મ આપશે તેનું નામ **સૂતત્-ફેદ્રી** છે. એમ કહેવામાં આવ્યું છે કે કાંસવ સરોવરમાં ન્હાતાં તે **જરથુશ્ત્રનું** બુન, જે ત્યાં જાળવવામાં આવ્યું છે, તેથી હમેલદાર થશે અને એક છોકરાને જન્મ આપશે. જુઓ **દીનકર્દ**, વૉલ્યુમ ૧૪ મું, પુસ્તક ૭ મું, પ્રકરણ ૭-૯; **વોહૂમન યશ્ત** પ્રકરણ ૩ જું, ૪૩-૫૦. **બુન્દહિશ્ન** મુજબ **જરથુશ્ત્રનો** જમાનો ઇસ્વી સને ૫૯૩-૬૩૫ વચ્ચે પુરો થયો, અને વેસ્ટ કહે છે કે: "પહેલા જમાનાની અને **અઉશીદરના** આવવાની વચ્ચે એટલો મોટો અંતર અસંભવિત લાગે છે, કારણકે ઉપરજ કહેવામાં આવ્યું છે કે તે તે જમાનાને છેડે આવશે; પણ **વોહૂમન યશ્ત**, પ્રકરણ ૩ જું, ફ. ૪૪ પરથી એમ જણાય છે કે તે કદાચ બીજા જમાના (ઈ. સ. ૧૧૯૩-૧૨૩૫) નાં ૬૦ માં વરસમાં આવશે એમ આશા રાખવામાં આવતી હતી."

૧૦-૧૦. **આરાસ્તારાન્**, શબ્દાર્થ "સંગારનારા."

નાશ કરનારાઓ[1]માના ઘણાકોનો અહેવાલ. (૧૩) બીજા હઝારાને છેડે જરથુશ્ત્રના છોકરા **અઊશીદર–માહનું**[2] આવવું, અને તેનું અને તેના જમાનાનું બ્યાન; (અને) **અઉશીદરના** જમાનામાં જેઓએ તે જમાનાનાં ભલાં માટે મહેનત કીધી હતી તેઓને નાશ કરનારાઓ વિષે. (૧૪) ત્રીજા હઝારાને છેડે **જરથુશ્ત્રના** છોકરા **સઓશાંસનું**[3] આવવું, અને પએગામબર તરીકે જાહેર થવું; **અઉશીદર–માહના** જમાનામાં જેઓ હતા, જેઓએ તે જમાનાને ઝળકતો બનાવ્યો, તેઓનો નાશ કરનારાઓ; **સઓશાંસનું** આએ દુન્યામાં આવવું; **સઓશાંસ** અને તેના જમાના વિષેની હકીકતો. (૧૫) વળી રિસ્તાખેઝ અને ભવિષ્યની જીંદગી, એમ જણાય છે કે, તેના જમાનામાં થશે.

(૧૬) "અશોઇની ન્યામત સૌથી ઉત્તમ છે........"

---

## બાબ ૧૪ મો.

### બગાન યસ્ત.

---

(૧–૨) **બગાન યસ્ત**[4]માં નીચલી બાબતો વિષે વિસ્તારીને જણાવવામાં આવ્યું છે; પહેલું, અહુરમજદ જે મીનોઇ શકિતઓમાં[5] સૌથી ચઢતો છે તેની પરસ્તેશ; અને, બીજું, બીજા અણદીઠ અને નજરે પડતા યજદોની તેમજ બાકી ચીજોને લગતા યજદોની આરાધના, જે યજદો ઉપરથી દહાડા-

---

૧. **વિશૂક્તારાન્**, અવસ્તા ધાતુ ખ્શુપ્.

૨. અવસ્તા, **ઉખ્શ્યત્–નેમંઘ**, દુન્યાને સુધારવાને જન્મ લેનાર ભવિષ્યના ત્રણ પએગામ્બરોમાંનો બીજો. તેની માનું નામ **વંઘુ–ફ્રેધી**, પહલવી **શપીર્–અબૂ**, "સારો પીતા ધરાવનાર" થાય છે. (જુઓ **ફ્રવર્દીન યશ્ત**, ફ. ૧૪૨; **દીનકર્દ**, પુસ્તક ૭ મું, વૉલ્યુમ ૧૪ મું, પ્રકરણ ૮–૯).

૩. અવસ્તા **સઓશ્યન્ત**, ભવિષ્યના પએગામ્બરોમાંનો છેલ્લો, જે રસ્તાખીજ પુરી કરી દુન્યાને સુધારશે. (જુઓ **ફ્રવર્દીન યશ્ત**, ફ. ૧૨૯; દીનકર્દ, પુસ્તક ૭ મું, વૉલ્યુમ ૧૪ મું, પ્રકરણ ૯–૧૦).

૪. **બગાન્–યશ્ત**, શબ્દાર્થ, "ભલી શકિતઓની આરાધના." રેવાયતો મુજબ તેમાં સતર પ્રકરણો હતાં.

૫. સરખાવો અવસ્તા **બઘ**, જુની ફ્રાસી **બગ**. શબ્દાર્થ, "જે ભાગોમાં અથવા હિસ્સામાં ચીજો વહેંચી આપે તે," અવસ્તા ધાતુ **બજ્** "વહેંચવું."

ઓના નામ[૧] નીકળ્યાં છે; તેઓની[૨] શકિત, કીર્તિ, બહાદુરી અને ફતેહને લગતા મોજેજા;[૨] અને વળી બીજા ઘણાક યજદો જેઓને તેઓનાં નામથી તેઓને લગતી યશ્તમાં યાદ કરવામાં આવ્યા છે તે, અને તેઓની અશોઇને માટે ઘટતી સેતાયશ.

(૩) અને યજદોની સેતાયશ કરનારાઓ[૩] માટે લોકોને લગતી[૪] ઉદારતાની લાયકાત વિષે; અને તેઓએ[૫] ઘણીક વખત દરેક યજદની સેતાયશને લગતી **યશ્ત** છુટી છુટી ભણવાની ફરજ.[૫] (૪) તે જમાનાની દોલત અને માલમતાની વ્યવસ્થા[૬] કરનારાઓ[૬]ની વિદ્યાની બેહદ[૭]વાકેફગારી રાખવાની ફરજ, જેઓને દાદાર અહુરમજદે તે દોલતની ઉપર તપાસ રાખવાને નેમ્યા છે, અને જેઓ પોતાની ફરજ[૮] બજા લાવે છે.[૮]

(૫) "અશોઇની ન્યામત સૌથી ઉત્તમ છે........"

---

## બાબ ૧૫ મો.

## નીકાદુમ નસ્ક.

(૧) કાયદાની શરૂઆત વિષેનું ત્રીશ[૯] ફ્રગર્દનું નસ્ક **નીકાદૂમ** યા **વીદાતૂમ**[૧૦] નામનું છે. (૨) તેનો એક ભાગ **પત્કાર–રદિસ્તાન**[૧૧]

---

૧. મૂન્શાન્ યોમાન્ ફ્રાજ્ નામ (અઓજ.) વેસ્ટ મુજબ: **મૂન્શાન્ યોમાન્ ફ્રાજ્ નામાન-ઈચ.**

૨. **અઓજ**, ગદા, **અમાવન્દીહ્ વ પીરૂજગરીહ્ અફ્દીહ્ ઈ ઑલાશાન્.**

૩. **યશ્તારાન**, અવસ્તા ધાતુ **યજ્**, "ઈજવું," "આરાધવું."

૪. **આયાફ્ત**, સરખાવો ફારસી **યાફ્ત.**

૫–૫. **ખ્વિશ્કારીહ જ્યશાન્ જવીદ્ જવીદ્ કુબદ્ અઊશ્મૂરિશ્ન્ ઇ બએન્ યજ્દાન.** ૬–૬. **શાયીનિશ્નાન્.**

૭. સરખાવો પહલવી **વિમોન્દ્**, "હદ," અવસ્તા **વીમદ્ધ્ય**, "સીમા," "હદ" (**વિ** અને **મદ્ધ્ય.**) બીજું વાંચણુ, **નિમોન્દ** (અવ. **નએમ**, "દિશા").

૮–૮. **ખ્વિશ્કારીનીદન્ યેગવીમૂન્દ્.**

૯. રવાયતોમાં નીકાદૂમ્ નસ્કનાં ચોપન પ્રકરણો જણાવેલાં છે.

૧૦. ઘણોખરો એ શબ્દ **નીકાદૂમ્** વંચાય છે, પણ એ નસ્ક સામાન્ય રીતે કાયદા વિષેની વીગતો આપતું હોવાથી હ્યાં મેં **વીદાતૂમ્** વાંચ્યો છે, જેનો શબ્દાર્થ "ઘણે ભાગે કાયદા વિષેનું."

૧૧. **પત્કાર્-રદીસ્તાન;** શબ્દાર્થ, "એક મેજીસ્ટ્રેટને હુમલો કરનારાઓને સજા કરવામાં સલાહ આપનાર કાયદાઓનો સંગ્રહ," તે ઉપરથી **પત્કાર્-રદ્**નો અર્થ "એક પોલીસ મેજીસ્ટ્રેટ" થાય છે.

નામનો છે; જે એ વિષે છે કે માણસો અને પ્રાણીઓને જે પાયમાલી[1] અને રીમની[2] અણુદીઠ રીતે ભલી પેદાએશની હસ્તીના નાશ કરનાર[3] અહરમન તરફથી થાય છે, તે સિવાય માણસના પોતાનાં પાપીપણાંથી પણ તે પાયમાલી અને અપવિત્રાઇ ઉત્પન્ન[4] થાય છે;[4] અને દુન્યાની ખરાબી અને નાશનો ફેલાવો માણસોએ એક બીજાને ગેરવાજબી[5] રીતે[5] મારવાથી થાય છે. (૩) અને માણસોને એ કામથી પરહેજ રહેવાની નસીહત વિષે, અને કાયદાનુસાર[6] માફકસર મારવું[6] જોઇએ તે, અને ઓછું મારવા કે નહીં મારવા વિષેની તાકીદ. (૪) જેઓ મેજીસ્ટ્રેટ નહી તેવાઓની સામે, અદેખાઇ વગર, અથવા પોતાને નુકસાન કીધા વગર, ફોજદારીનું કામ ચલાવવા; અને વળી સત્તાધીકારી મેજીસ્ટ્રેટ નહિ તેવા[7] ઉપર સખ્તમાં[8] સખ્ત શિક્ષા[8] ફરમાવવાથી દૂર રહેવા વિષે.

(૫) આખા કજીયાના[9] ન્યાયનો ક્રમ,[9] જેમાં જયારે ઐકયતા[10] હોય છે, ત્યારે તે કાયદાનુસાર[11] નક્કી કરવામાં આવે છે;[11] તેમાં પક્ષકારોના પુરાવાઓ[12] બે જાતના હોવા જોઇએ, મ્હોડેના[13] અને દસ્તાવેજોથી દેખાડી

---

૧. સિજ્, સરખાવો અવસ્તા ઇથ્યેજંધ્, ધાતુ ત્યજ્, સં. त्यज् "છોડી જવું," "કોહી જવું."

૨. સરખાવો અવસ્તા અખ્તિ (ધાતુ અંજ્) "બીમારી," "રીમની." વંદીદાદના પહલવી તરજુમામાં અખ્તિને માટે પહલવી શબ્દ અખ્દગીહ્ આએજ જોડણી સાથે વારેઘડીએ આવે છે.

૩. ખયા-બીત્,શબ્દાર્થ "જે જીંદગીને ડંખે છે અથવા તેનો નાશ કરે છે." સરખાવો પહલવી ખયા, "જીંદગી," એ અહરમનનું એક વિશેષણ છે, અને તે અઇબ-દદ્, "ખામીનો આપનાર" એમબી વંચાય છે.

૪-૪. જસ્તગ્ યેહ્વૂન્દ્. ૫-૫. અ-દાદિસ્તાનીહા.

૬-૬. દાદિસ્તાનીગ્ જનિશ્ન અન્દાજિશ્ન.

૭. અ-પત્કાર્-રદ્, એટલે એક સત્તા વગરનો મેજીસ્ટ્રેટ, શબ્દાર્થ "એક મેજીસ્ટ્રેટ નહીં હોય તે."

૮-૮. હુ-પ્રુ-ગર્ઑાનતૂમ, અવસ્તા, પ્રુ, "સખ્ત થવું;" બીજું વાંચણુ: અવાર્-ગર્ઑાનતૂમ્, "ઘણું જ પાપી," "ગેરવાજબી," એટલે "ઘાતકી."

૯. પત્કાર્-રદીહ્.

૧૦. અએવગી; સરખાવો ફાર્સી યકી, "ઐકયતા," "એક મત હોવું."

૧૧-૧૧. દાદિસ્તાનીહા વગવીસુનાદ્.

૧૨. સ્તી સખૂની, સરખાવો ફાર્સી સિતિહ્, "તકરાર," "દાવો." વેસ્ટ:- "સારાંશમાં બે વીગત છે." ૧૩. ગૂબીશ્નીગ્.

શકાય એવા,[1] જે ઘણી રીતે ભેળી નાંખવામાં આવે[2] છે, જેવી ભેલની ચાર રીતો છે, જેમકેઃ મ્હોડેની અને લેખીત સાક્ષી; મ્હોડેની જે લેખીત નહીં હોય તે; લેખીત જે મ્હોડેની નહીં હોય તે; અને તે કે જે નહીં મ્હોડેની કે નહીં લેખીત હોય તે. (૬) મ્હોડેની[3] તપાસોમાં ચાર જાતના[4] પુરાવાઓ નક્કી કરવામાં આવ્યા છે, જુદી જુદી બાબતોના મુકરદમાઓ,[5] અને જુદી જુદી મ્હોડેની જુબાનીઓ, જેનો ઇનસાફ-ન્યાય[6] વગરની સત્તા ધરાવનાર પાસેથી,[6] પોતાના વડા દસ્તુર પાસેથી, અને એક બેગાના ગ્રહસ્થ[7] પાસેથી માંગવામાં આવે; શાક્ષીની ગેરહાજરીમાં[8] એવા ત્રણ (જડજો)ની[9] જરૂર છે. (૭) જે મુદ્દાઓ બતાવી શકાય એવા છે, તે છ જાતના[10] ઠરાવવામાં આવ્યાં છે; અને ન્યાયાધીશ નહીં હોય એવા જડજોને માટે, મ્હોડેના પુરાવાઓ જે ઉપર વર્ણવવામાં આવ્યા છે, અને જે તે અને તેજ બાબતપર હોય છે, તે બાર છે.[11] (૮) અને ન્યાયાધીશ નહીં હોય

---

૧. **નિમાયિશ્નીહ**, એટલે "દેખાડી શકાય એવી ચીજો"; વેસ્ટ: "બતાવી શકાય એવા." અહીં મ્હોડેની અને લેખીત સાક્ષી અથવા પુરાવા માટેનો એશારો છે.

૨. સરખાવો, ફારસી **બર્-હમ્ નિહાદન્**, "ઘોંટાળો કરવો," "ભેળી નાંખવું," "ભેગું કરવું."

૩. સરખાવો ફારસી **બા-સાબાન્ પુર્સીદન્**, "કોઇની હાલત વિષે પુછપરછ કરવી" (સ્ટાઇન્ગાસ). વેસ્ટઃ "જે મુદ્દાઓને મ્હોડેના ગણેલા છે તેમાં ચાર જાતો છે."

૪. **ચહાર્ આઇનીનઙ.** મ્હોડેના સાક્ષીઓ ચાર જાતના હોવા જોઇએ.

૫. **પત્કારિશ્ન.** ૬–૬. **અ-પત્કાર્-રદીહ.**

૭. **ઓલ્ હાન્ શપીર્ ગબ્રા**, શબ્દાર્થ "(તેઓના જેવા) બીજા ભલા માણસ સારૂં."

૮. એ શબ્દો **ખૂન્ ગઓકાએઇહ**, "ખુનને લગતી જબાનીમાં" પણ વંચાય. વેસ્ટ, "બીજી જબાનીમાં," અથવા "સાક્ષીની ગેરહાજરીમાં." વેસ્ટ કહે છે કે પાછલો અર્થ વધારે બંધબેસ્તો છે.

૯. **ચીગૂન્ અજશ્ સે**, એટલે કે, જડજો તરીકે એવા ત્રણ શખ્સોની જરૂર છે.

૧૦. એટલે કે, છ જાતના પુરાવાઓ જડજો આગળ રજુ કરવા જોઇએ, યાતો ન્યાયના ક્રમની છ રીતો છે.

૧૧. એટલે, જ્યારે જડજો સત્તાધીકારી મેજીસ્ત્રેટ નહીં હોય ત્યારે, બન્ને પક્ષોએ દરેક મુદ્દા પુરવાર કરવા સારૂં બાર મ્હોડેના સાક્ષીઓ રજુ કરવા જોઇએ; અથવા ફોજદારી મુકરદમામાં મ્હોડેની સાક્ષી રજુ કરવાની બાર રીતો છે. ફકરાઓ ૬ અને ૭ નો વેસ્ટનો તરજુમો નીચે મુજબ છે. "જે મુદ્દાઓ મ્હોડેના ગણેલા છે તેમાં ચાર જાતો છે, જુદી જુદી દલીલો (અને) જુદા જુદા એકરારો-વાલા મુકરદમાઓ જે સત્તા વગરના મેજીસ્ટ્રેટની તપાસ માટે, કોઇના પોતાના ધર્મગુરૂની સત્તા માટે, કે કોઇ બીજા ગ્રહસ્થ માટે હોય છે;–એવા ત્રણની જરૂર છે–અને વળી બીજા પુરાવા સારૂં; અને જે પુરાવા દર્શાવી શકાય એવા ગણ્યા છે તેમાં છ જાતો છે; અને એક સત્તા વગરના મેજીસ્ત્રેટ સારૂં, આગળ જણાવેલી જાતો જે એજ બાબત વિષે છે તે મુજબ, બાર પ્રતિજ્ઞા છે".

તેવાઓને માટે આખી તપાસ, જો કાંઇ મતફેર નહીં હોય તો, કાયદાની[1] સત્તા વગર[1] ચાલે[2]; અને તેની પાંચ[3] રીતો છે, જેમાં માણસોને બાળવાના,[4] ચીજોનો નાશ કરવાના, હુમલો[5] અને જખમ કરવાના અને ખુનના ગુનાહો આવી જાય છે.

(૯) મેજીસ્ટ્રેટો[6] બાર જાતના છે, જેઓને ત્રણ ત્રણના ચાર વિભાગમાં વહેંચવામાં આવ્યા છે.[6] (૧૦) એક[7] વિભાગમાં જેઓ જુએ છે અને સાંભળે છે,[7] (એટલે) જેની[8] આગળ વાંધો[9] મ્હોડેનો હોવા છતાં લેખીત બતાવી[10] શકાય છે;[10] અને જેઓ સાંભળે છે, પણ જોતા નથી; જેની આગળ વાંધો મ્હોડેનો છે, પણ બતાવી શકાતો નથી; અને જેઓ જુએ છે પણ સાંભળતા નથી, જેઓની આગળ વાંધો શું છે તે બતાવી શકાય છે, પણ મ્હોડેની સાક્ષી અપાતી નથી; એ સઘળા એક વિભાગમાં છે. (૧૧) અને આએ ત્રણ, જેઓને એક વિભાગમાં મૂકવામાં આવ્યા છે, તેઓપર[11] મેજીસ્ટ્રેટની સત્તાનો અમલ કરવામાં આવે છે;[11] અને એક મેજીસ્ટ્રેટને જો[12] (એક માણસની) જીંદગીને તુરત ઇજા પહોંચવાનો ભય હોય તો મુકરદમો સાંભળવાની જરૂર હોતી નથી; જેમ કહેવામાં આવ્યું છે કે સાંભળ્યા પછી તેને ઇજા કરવા સારૂં આનાકાની

---

૧–૧. અ-દાદિસ્તાનીહા.

૨. મદમ્ રફ્તન્, એના અસલ અર્થ મુજબ; રૂઢી મુજબ, ફારસીમાં બર્ રફ્તન્ નો અર્થ "આગળ જવું" થાય છે.

૩. નીચલા પાંચ જાતના ગુનાહના મુકરદમાઓના સંબંધમાં.

૪. સરખાવો અરબી–કેલ્ડી, નમ્લ, "ગાળ દેવી," "બદનક્ષી," "બાળીને ફોલ્લો ઉઠાડવો".

૫. જહમ્ અથવા જદોમ્ એ શબ્દ ઘણેખરો હુમલાને માટે વપરાય છે. ડાર્મેસ્ટેટેર એ શબ્દને અવસ્તા જથ્મ અથવા જથેમની સાથે સરખાવે છે.

૬. વેસ્ટ: "જેઓ મેજીસ્ટ્રેટની સત્તા હેઠળ (પત્કાર્-રદો-હોમોન્દ્) છે, તેઓની બાર જાતો ત્રણ ત્રણના ચાર વિભાગોમાં વહેંચેલી છે."

૭–૭. શબ્દાર્થ: "એક વિભાગમાં સાંભળનારાઓ જેઓ જોય છે (તેઓ છે)."

૮. શબ્દાર્થ: "જેવા કે." ૯. પત્કારિશ્ન. ૧૦. નિમાયિશ્નીગ્.

૧૧–૧૧. પત્કાર્-રદીહ્ લેવતા-શાન્ હઇત્, શબ્દાર્થ: મેજીસ્ટ્રેટની સત્તા તેઓ સાથે જોડાયલી છે.

૧૨. બશ હત્ સાથે સરખાવો ફારસી મગર્, જેના ઘણાક અર્થ થઈ શકે, જેવા કે: "પણ," "નહીં તો," "કદાચ," "વળી," "જો તે નહીં હોય તો," "ફક્ત."

કરવાની ન્યાય કરનારને સત્તા નથી;[૧] અને એનો કાયદા મુજબ નિર્ણય એ છે કે જ્યારે કાયદાનુસાર ફોજદારીથી તેઓ ફેરવાતા કે સુધરતા નથી, ત્યારે તેવાઓને ઇજા કે સજા કર્યા વગર અટકાવવું[૨] લાયક નથી; પણ તેઓને ઇજા કરીને અટકાવવા એ લાયક[૩] છે. (૧૨) એક વિભાગ એ છે કે જેમાં જેઓ સાંભળતા નથી અને વળી જોતા પણ નથી તેઓ વિષે, અને સ્ત્રીઓ અને બચ્ચાંઓ વિષે એશારો કરેલો છે; આએ ત્રણના સંબંધમાં કાયદાનુસાર ફોજદારી તપાસ નથી; પણ તેઓને વિષે કાયદાનો ઠરાવ એ છે કે જો તેઓની હાલતમાં પુરેપુરો[૪] ફેરફાર કરવાથી[૪] (તેઓનાં) શરીરને હાનિ થવાની ખાત્રી હોય, છતાં તેઓની હાલતમાં પુરેપુરો[૫] ફેરફાર (આવી સજાથી) થવો જોઇએ.[૫] (૧૩) એક વિભાગ બેવફા લોકો, અને જેઓ મોતની શિક્ષાને લાયક હોય, તેઓ વિષે છે; તેઓને માટે ન્યાય કરનારાઓએ મારી નાખવાની શિક્ષા ઠરાવી છે; (તેજ પ્રમાણે) રસ્તે લુંટનાર ધાડપાડુ, જેને માટે (જડજોએ) તે[૬] રસ્તાપર હોય ત્યારેજ[૬] તેને ગરદન[૭] મારવો એમ જાહેર કીધું છે;[૭] જોકે તેમ બની શકે એવું નથી. (૧૪) અને આએ ત્રણ,[૮] જેઓને પણ એકજ વિભાગમાં મુકવામાં આવ્યા છે, તેઓના સંબંધમાં કાયદાનુસાર ફોજદારી તપાસ

---

૧. કર્તા એમ કહેતા જણાય છે કે જો એક મેજીસ્ટ્રેટ એક ગુનેહગારને ફાંસી દેવા અથવા જખમ કરીને મારી નાંખવાની ઇચ્છા ધરાવતો નહીં હોય, તો તે મુકરદમો નહીં સાંભળવાની તેને છુટ છે; પણ એક વખત તેણે આખો મુકરદમો સાંભળ્યો કે તે ગુનેહગારને જખમ કરીને મારી નાંખવાની સજા કરવાથી તે દૂર રહી શકે નહીં. આએ ગુંચવાયલાં વાકય વિષે વેસ્ટ નીચે મુજબ લખે છે: "આએ ફકરાના પાછલા ભાગમાં જણાવેલી મુશ્કેલી બરા હત બોલોમાં સમાયલી છે, જેનો અર્થ 'પણ જો', 'ફકત જો' એમ થાય છે. એજ મુશ્કેલી એ નસ્કનાં અસલ પહલવી લખાણમાં હોવી જોઈએ, અને કદાચ એ એમ બતાવતું હોય કે એ ફકરાનો પહેલો ભાગ અસલ અવસ્તાના પહલવી તરજુમાનો સાર હોય, અને પાછલો ભાગ તે તરજુમા પર કરેલી પહલવી શરેહનો સાર હોય. આએજ મુશ્કેલી પાછી બારમા ફકરામાં પણ કાંઇબી શરેહ વગર આવે છે, જ્યાં તેનો અર્થ ઠીક રીતે નક્કી જણાતો હોવાથી શરેહ કરનારનું મત સ્વીકારવું એ શક ભરેલું છે." વેસ્ટનો તરજુમો એમ છે: "અને જો (બરા-હત) શરીર માટેનો જોખમ નકી હોય, તો એક મેજીસ્ટ્રેટની સામે થવાય નહીં; જે જાણે એમ કહેવામાં આવ્યું હોય કે જખમ કરીને અટકાવવું એ સજાવાર નથી." (જુઓ પા ૩૯-૩૮).

૨. લખ્વાર્ દાશ્તન્. ૩. પાતખ્શાએ.

૪-૪. મિન્ બરા વશ્તન્. એટલે કે, કેદ, દેશપાર, અથવા એવીજ બીજી શિક્ષાથી તેઓને સુધારવાં જોઇએ.

૫-૫. બરા વર્દિશ્ન. ૬-૬. અમત્ બએન્ રાસ્ યેગવીમૂનેદ્.

૭-૭. જનિશ્ન પએતાગીનીદ્ યેગવીમૂનેદ્.

૮. એટલે, બેવફા (અન-અઇર્), મર્ગર્જાન્, અને રાસદાર્.

નથી, પણ તેઓને માટે કાયદાનું મત એ છે કે જે કોઇ તેઓને મારી નાખવાનો હોકમ કરે છે તે શખ્સ તેથી પુણ્ય હાંસલ કરે છે.[1] (૧૫) એક વિભાગ તેઓ વિષે છે કે જેઓનું[2] ભટકવું અને બીજાઓપર હુમલો[3] કરવું[3] કવખતનું[4] હોય છે, જેઓની નાસભાગ[5] ઢંકાઢયાં-વાળી[6] ખીણોમાં[6] હોય છે; જ્યારે (લોકો) તેઓ વિષે મોઢેથી[7] પુછપરછ કરે છે, ત્યારે તેઓ જવાબ આપતા નથી, અને તેઓને પરદેશી તરીકે કોઇ માનતું[8] નથી.

(૧૬) આએ ત્રણ, જેઓ એક વિભાગમાં (છે), તેઓના સંબંધમાં કાયદાનુસાર ફોજદારી તપાસ નથી, અને તે વિષે કાયદાનું મત એવું છે કે જો કોઇ તેઓને મારે તો તે તેથી ગુનેહગાર થતો નથી. (૧૭) જેબી કાંઇ આએજ બાબત વિષે હોય તે માટે ઘણાક કાયદાના ચુકાદાઓ એ નસ્કમાં આવેલા છે, અને તે મુજબ એ નસ્કમાં એમ પણ જણાવે છે કે, એક સામો હુમલો[9] તે છે કે જે એક ફટકો અને એક જખમ હોય, અને તે એવી રીતે થયલો હોવો જોઇએ, કે જયારે જરૂર પડે ત્યારે એક માણસને દરેકે[10] દરેક બાબ-તથી[10] પોતાને બરાબર બીનતકસીરવાર[11] ઠરાવવાનું[11] બની શકે.

---

૧. પતશ્ કેર્ફ્ગ્ હુવા-અન્દ્, એટલે કે, તેમ કરવાથી બહેશ્તમાં બદલાને માટે પુરતો લાયક.

૨. ધાડપાડુઓ અથવા લૂટારાઓની ટોળી. ૩–૩. મહમ્ મહન્.

૪. એટલે કે અંધારી રાતે. અવીગ્-ગાસ્ નો અર્થ "નાલાયક જગો" બી થાય.

૫. બર્દીનીદન્ બરીશ્; સરખાવો ફારસી બિરિશ્, "વેરવિખેર," "ઘોટાળા."

૬–૬. પવન્ રકફ્તગ્ જીવાગ્, શબ્દાર્થ, "ફાટેલી, ખાડાખબોચ્યાની જગોમાં."

૭. પવન્ ગુબિશ્નીહ્. વેસ્ટઃ– "જયારે લોકો તેઓને બોલવા કહે છે."

૮. વર્-આઓમન્દ્; અવસ્તા વર, "માનવું."

૯. એટલે કે, એક જરથોસ્તી તરફથી ઉપર જણાવેલા ધાડપાડુ, લૂંટારાઓ અને ખુનીઓપર સામો હુમલો કરવો તે.

૧૦–૧૦. શબ્દાર્થ: "બધી ચીજો અથવા બાબતો વિષે."

૧૧–૧૧. સરખાવો ફારસી બાજ્ આવર્દન કર્દન, "નિર્દોષ ઠરાવવું."

## બાબ ૧૬ મો.

## નીકાદુમ નસ્ક.

(૧) નીકાદુમ નસ્કનો બીજો ભાગ **જદમિસ્તાન**[૧] નામનો છે, તેમાં નિચલી બાબતો વિષે હકીકતો આવેલી છે: હુમલાઓ અને હુમલાથી[૨] ઉપ્તન્ન થતું જબરૂં દુઃખ[૨], જેવું કે હુખારો[૩] અને લોહીનું[૩] વહેવું; અને ગુનાહો[૪] જે એક માણસ બેભાન હાલતમાં કરે તે વિષેનું અંજાણપણું.[૪] (૨) અને અંજાણપણાની સાત જાતની નિશાનીઓ વિષે; અને પુખ્ત ઉમરના પુરૂષો નાની વયનાં લોકો[૫]પર હુમલો કરે તેના જુદા જુદા ચુકાદાઓ વિષે; અને વળી એ નસ્કમાં[૬] એવા ફટકાઓ વિષે જણાવવામાં આવ્યું છે કે જે[૭] મારવાથી દરદનું લોહી ખચીત પસાર થાય;[૭] અને વળી ગુસ્સાના જુસ્સામાં[૮] દરદનું લોહી ઓછું વહે[૯] એવા ફટકાઓ વિષે પણ તેમાં લખેલું છે.

(૩) અને માંગવા[૧૦] વિષે, અને તે બરાબર આપવા[૧૧] વિષે, જે ખુલાસાથી[૧૨] જણાવતાં[૧૨] તે ચાર જાતનાં જાહેર કરેલા છે: જયારે કંજુસાઇ[૧૩] મ્હોટાઇને મદદ કરે છે; અને જયારે મ્હોટાઇ કંજુ-

૧. શબ્દાર્થ: "હુમલાઓને લગતા કાયદાઓનો સંગ્રહ." ૨-૨. વાંચણ: **નીશિયશન મિન્ જદમ;** સરખાવો ફારસી નેશ્, "ડંખ," "ઘોપાવું." વેસ્ટ: **વેશીગાન;** "કંટાળો." એ બોલ **બેશિયશન**ને બદલે **વેશિયશન**બી વંચાય, સરખાવો અવસ્તા તિબિશ્, ત્બએષંઘ્, "દુઃખ, દરદ."

૩-૩. દર્દ વ ખૂન. ૪-૪. અથવા બેભાનીના ગુનાહો જે એક માણસ અણજાણતાં અથવા બેભાન હાલતમાં કરે. ૫-૫. **અપુર્નાયીગાન.** ૬. **વ બએન્દ્યુ**, એટલે "અને નસ્ક પણ તે વિષે જણાવે છે." ૭-૭. **જદમ મૂન દર્દ ખૂન્ ઘલ સાતૂનેદ્. મિન્ મૂન**....બેહતર છે.

૮. એટલે ગુસ્સા અને ઉશ્કેરાયલી હાલતમાં દુઃખ ઘણું લાગતું નથી. **જફ્ મૂન્ અએશમ** ખૂગ (ગુસ્સો) **દરંગિહ્ દર્દ ખૂન્ યતિબૂનેદ્.** ૯. **યતીબૂનેદ્**, "નરમ પાડે છે," "બેસે છે," "ઓછું કરે છે."

૧૦. વાંચણ: **ખ્વહીશ્ન**, સરખાવો ફારસી ખ્વાહેશ્, "જરૂર," "તંગી," (જુઓ Old Pahlavi-Pazend Glossary, *S. V.* પાનું ૧૮૯). ૧૧. **હુ-દહિશ્ન;** વેસ્ટ: પરોપકાર. ૧૨-૧૨. **પવન્ માદગવરીહ્ ચેમલેલૂનેદ્.** ૧૩. **પૂશીહ્**, એ વાંચણ **બૂન્દહિશ્ન**માં સ્વીકારવામાં આવ્યું છે. એ **પિનિહ્** કે **પૂછીહ્** બી વંચાય.

સાઇને મદદ કરે છે, અને જયારે કંજુસાઇ કંજુસાઇને મદદ કરે છે, અને જયારે મ્હોટાઇ મ્હોટાઇને મદદ કરે છે; અને બીજી ત્રણ જાતો છે જે એ[1] બેને સાથે જોડવાથી[1] ઉત્પન્ન થાય છે; જયારે બખીલાઇ અને મ્હોટાઇ, બખીલાઇ અને મ્હોટાઇને મદદ કરે છે; જયારે બખીલાઇ અને મ્હોટાઇ બખીલાઇને મદદ કરે છે; અને જયારે બખીલાઇ અને મ્હોટાઇ, મ્હોટાઇને મદદ કરે છે; જેથી અસલ સાત જાત બને છે; અને વળી એ ઉપરથી બીજી જાતોબી નીકળેલી[2] છે.[3]

(૪) અને વળી આદમીને કચડી નાંખે[4] એવા ફટકા વિષે, અને એવા એક કચડી નાંખનારા ફટકાથી ઉપજતી ધ્રુજરી,[5] અને જે કાંઇ એજ બાબત વિષે હોય તે. (૫) ઝુંટવી લેવાય[6] એવું હથિયાર, અને અસલ દુઃખ[7] ઉપજાવે[7] એવું હથિયાર, એટલે કે જે ચીજ હથિયાર તરીકે બરાબર નહીં હોય તે કઇ, અને જે હોય તે કઇ; અને તે શું છે કે જે હથિયાર તરીકે[8] (બખ્તરમાં) રાખેલું હોય,[8] અને તે શું છે કે

---

૧-૧. પવન્ અગવીન્ હમ-પૂસંગીહ, શબ્દાર્થ: "એક બીજાની મસલતથી". ૨. હુ-દાજેહેદ: સરખાવો ફારસી અન્દાજેહ, "માપ," અને અન્દાજેહ્ કરદન, "અટકળ કરવી," "આંકવું," "ગણત્રી કરવી."

૩. આએ આખો ત્રીજો ફકરો કોઇ બેદરકાર નકલ કરનારનો કોઇ બીજી ચોપડીમાંનો ભૂલભરેલો ઉમેરો છે. એ જદમીસ્તાનનું પ્રકરણ, જે ફકત હુમલાઓ અને સામા હુમલાઓ વિષેજ હોવું જોઇએ, તે સાથે કાંઇપણ તેસંબંધ ધરાવતો નથી. આએ ત્રીજા ફકરામાં વપરાયલા કેટલાક શબ્દો એટલા ગુચ્છવાડા ભરેલા છે કે તેનો ચોકસ અર્થ લખી શકાતો નથી. એ ફકરામાંનો બીજો અને ત્રીજો શબ્દ ખ્વસીસ્ન અને ખૂન્-દહિશ્ન પણ વંચાય, જેનો અર્થ અનુક્રમે "પહેલો હુમલો" અને "ખુન" અથવા "ખુની કીનો" થાય, પણ એ અર્થ લખાણ સાથ બંધબેસ્તો નહીં હોવાથી ઉપલા તરજુમામાં લેવામાં આવ્યા નથી.

૪. કસ્તૂર્, સરખાવો ફારસી કસ્તન્ "કચરવું," "ઝાલવું," કસ્ત્, "નીચ," "શરમ ભરેલું." વેસ્ટ, કસ્તાર્ દાહુમ વાંચી નીચલો તરજુમો કરે છે: "અને વળી કોમને બગાડનાર શખ્સની અને કોમના એક માણસને બગાડનારની હલકાઇ જોવી; અને તેજ બાબતપર જે હોય તે."

૫. સરખાવો ફારસી ખુસીદન્, "સંકોચાવું."

૬. વખ્દૂનિશ્નીગ. ૭-૭. ઇ આજારેદ્, શબ્દાર્થ, "જે દુઃખ ઉપજાવે." વેસ્ટ: ઇ આવારેદ્, "જે કોઇ લાવે."

૮-૮. પવન સ્નેશ્ માહ્માન. સ્નેશ સાથે સરખાવો અવસ્તા સ્નથ "મારવાનું હથિયાર;" ધાતુ સ્નથ્ "નાશ કરવો." માહ્માન્ નો અર્થ પહલવી અને ફારસીમાં ઘણોખરો "પરોણો" થાય છે.

જે જયારે કોઈ બીજા તરફ હથિયાર તરીકે બહાર કહાડે[૧] છે ત્યારે તેને પોતાનેજ તે હથિયાર દુઃખ દે છે; અને તે શું છે કે જે તેને પોતાને ખચીતજ દુઃખભરેલું છે; અને તે કે જે તેમ કાયદા મુજબ હોય છે.[૨]

(૬) જડજના ચુકાદામાં મીલકત આપી દેવાને લગતા દંડની સજા અને કેદની શિક્ષા[૩] વિષે, જે એક માણુસ જે હથિયાર લઇ જતો હોય તેની ઉપર તે હથિયાર ચોરવા[૪] માટે થાય છે; અને હુમલો,[૫] અસહ્ય દુઃખ,[૬] ખોટી

---

૧. સરખાવો ફારસી બાઝ્ કદન્ નો રૂઢી મુજબનો અર્થ: "ઉઘાડવું," "જુદું કરવું," "મ્યાનમાંથી બહાર કાઢવું." જો એ લખ્વાર્ વખ્દૂનેદ્ (સરખાવો ફારસી બાઝ્ ગિરફતન્, "રાખી મૂકવું,") વંચાય તો તેનો અર્થ, "(હથિયારનો ઉપયોગ થતો) અટકાવે" થાય. વેસ્ટ: "જ્યારે કોઇ કોઇની ઉપર હથિયાર તરીકે પાછું ફેંકે."

૨. વેસ્ટ: "તેનું કુદરતી દુઃખ કયું અને તેનું બહારથી મળેલું કયું." ૩. જુફ્ ખ્વાસ્તગ્ તુજીશ્ન વ જવીદીહ્ ઇ વિચીર્–ઇ. ૪. બરા બૂર્દન, શબ્દાર્થ: "ઉચકી જવું."

૫. આએ હુમલાઓ વિષે ફ્રહાંગ્ ઇ ઓઈમ અએવગ્ નામના પહલવી શબ્દકોષનાં ૩૪ માં પાને ખુલ્લી રીતે નીચે મુજબ સમજ આપવામાં આવી છે: (અવસ્તા) યાતુખ્ત: (યાતૂગ્–ગૂઅશ્નીહ), જફ્ ચેહવૂનેદ્ અમત્ ચેમલેલૂનેદ્ અએ અએઘત પવન યાતૂગીહ્ બરા મરેન્ચીનમ; અમત પવન અફ્સૂનીહ્ ઇ મઇનૂગ્–યાવ્ ચેમલલૂનેદ્ હુમ–ગએનગ્. (અવ૦) દુઘ્વિ–બુજહ (સહ્મ–નિમાયિશ્નીહ્),જફ્ ચેહવૂનેદ્ અમત્ ચેમલેલૂનેદ્ અઠ્ય્ પવન સ્નેહ ગએતાઈહા મખીતૂનમ:-(અવ૦)વાઇતિ: (ખ્વાસીશ્નાહ), જફ્ ચેહવૂનેદ્ અમત્ વીનાસ–કારીહ્ મિન્ આખર્ ઇ અઇશ્–ઇ શતૂનેદ્.............. (અવ૦) મિથોસાસ્તિ: (અફ્રૂશ વિજારિશ્નીહ્ કદબા આમુજિશ્નીહ્) જફ્ ચેહવૂનેદ્ અમત રાસ્ ઇ કદબા ઓલ્ અઇશ્ ઇ તચેદ્ અમત–ચ અ–રાસ્તીહા ઓલ્ અઈશ્ અન–આઇનીનીહા નિમાએદ્, અફ્રશ્ મઇથોસાસ્ત વખ્દૂનિશ્ન.—(અવ૦) અતફ્રદાત: જફ્ ચેહવૂનેદ્ અમત્ ખૂરિશ્ન વ ખ્વારિશ્ન સુન્ સૂદ્ વ તીશ્ન પતશ્ લખ્વાર ચેખ્સેનુનેદ્, યાતુખ્ત: "જાદુઈ મંત્રો એટલે જ્યારે કોઇ એમ બોલે કે: 'હું તને જાદુથી મારી નાંખીશ,' જ્યારે કોઇ અણદીઠ પરીણામો નીપજાવતાં મંત્રોથી એમ બોલે ત્યારે."–દુઘ્વિ–બુજહ, (સહ્મ્ નિમાયિશ્નીહ્, "બીક બતાવતું"); એ બને છે જ્યારે કોઇ એમ બોલે કે: 'હથિયારો વડે હું તારાં શરીરનો નાશ કરીશ."–વાઇતિ: (ખ્વસાશ્નાહ્ "દુઃખ") એ થાય છે જયારે કોઇ ગુનાહ ભરેલા હેતુથી બીજાની પાછળ દોડે છે." ........................મિથોસાસ્ત: (કદબા વિજારશ્નીહ્, આમૂજીશ્નાહ્, "ખોટી સમજણ અથવા શિક્ષણ"), એટલે જ્યારે કોઈ બીજાને ખોટે રસ્તે દોરવે છે, અને જ્યારે કોઈ ખોટી અને ગેરવાજબી રીતે (રસ્તો) બતાવે છે; તેને મઇથોસાસ્ત ગણવો જોઇએ."— અતફ્રતદાત: "એટલે જ્યારે કોઇ ખોરાક અને પીણું, જેને માટે ભૂખ અને તરસ હોય છે, તે રાખી મૂકે છે."

૬. ખ્વસીશ્ન અથવા ખ્વશિશ્ન સાથે સરખાવો અવસ્તા ખાશ્, "બાળી નાખવું", "નાશ કરવો."

ઉશ્કેરણી, અને ભૂખમરો,[૧] અને જાદૂઇ મંત્રો બોલવાં,[૨] અને ભયંકર ઉખાવોથી ધમકી[૩] આપવી, એ સઘળાંથી છ જાતની અઠડાઅઠડી ઉત્પન્ન[૪] થવા વિષે; અને જ્યાં મારામારી કરવાની ઉશ્કેરણી થઇ હોય ત્યાં એમ બને છે કે જ્યારે કોઇ મારામારીની વચમાં[૫] ઉભો રહીને મારામારી કરે છે,[૫] અને જયારે તે પહેલો હુમલો કરતો નથી, પણ પોતા તરફથી બીજાની મારફતે કરે છે. (૭) અને વધુ એ કે પુખ્ત ઉમરના માણસની પુખ્ત ઉમરના માણસ સાથે અઠડાઅઠડીનું ઉભું થવું;[૬] એક બચ્ચાં વગરની સ્ત્રીનું એક બચ્ચાં વગરની સ્ત્રી સાથે અઠડાઅઠડીનું ઉભુ થવું, અને એક હમેલદાર સ્ત્રીનું એક હમેલદાર સ્ત્રી સાથે, અને સાત વરસનાં બચ્ચાંઓનું સાત વરસનાં બચ્ચાંઓ સાથે તેનું શરૂ થવું; સાત વરસનાં બાળકો વચ્ચે અઠડાઅઠડી તેઓનાં માબાપની નજર હેઠળ ઉભી થાય છે, એને માટે કાયદાનું મત એ છે કે તેઓને અઠડાઅઠડી કરાવવાથી જે ગુનાહ થાય તેની ગુનાહગારીનો દંડ[૭] (માબાપ તરફથી) દસ્તુરોને પોંહોચે છે.

(૮) એક અશો શેઠની દીન તરફની વફાદારી[૮] વિષે; જે કોઇ ગુલામ બેહદ[૯] વખત સુધી તે ગુલામ થઈ રહેલો છે એમ જોઇ, જયારે[૧૦] તે ગુલામ શેઠના કાલાવાલા કરે છે અને છુટાપણું માંગે છે, ત્યારે તે શેઠ પોતાની શેઠાઇને વળગી રહેતો નથી.[૧૦] (૯) વાદીઓના ગુનાહો વિષે, જેને માટે તે

૧. **ફ્રહાંગ ઇ ઓઇમ અએવગ**માં **અતફ્રદાત** (જુઓ પા. ૬૮). ૨. **ગૂબિશ્ન ઇ યાતુગ્ ગૂબિશ્નીહ્**. ૩. **ગૂબિશ્ન ઇ સહ્મ્** નિમાયિશ્નીહ્. DP. માંનો શબ્દ સમ, **ફ્રહાંગ ઇ ઓઇમ અએવગ** (પા. ૩૪.) ને આધારે, મેં **સહમ્** કીધો છે.

૪. વાંચણુઃ **તજીશ્નીહ્**, "લઇ જવું" DP. **તચિશ્નીહ્** જેનો વેસ્ટનો તરજુમો "–માં રોકતું" છે. સરખાવો **ફ્રહાંગ ઇ ઓઈમ અએવગ્**, પા. ૩૫, (હાઉગ)માં એ શબ્દનો ઉપયોગઃ **અમત્ રાસ્ ઇ કદ્બા ઓલ્ અઇશ્ ઈ તજેદ્**, "જ્યારે કોઇ બીજાને ખરાબ રસ્તે લઇ જાય ત્યારે."

૫–૫. **અમત પવન્ બએન્** યેગવીમૂનાતન્ બરા યેગવીમૂનાદ્. વેસ્ટનું વાંચણુ **બુનીક્ યેગવીમૂનાદ્** ભુલ ભરેલું છે, કારણ કે DP. માં બરા યેગવીમૂનાદ મળે છે.

૬. સરખાવો અવસ્તા **તચ્**, "ઉતાવળ કરવી," "દોડવું." ૭. **તૂજીશ્ન**. ૮. સરખાવો સંસ્કૃત **આચાર**, "ધર્મ તરફની વફાદારી." વેસ્ટ, **આજારીહ્**, "દુઃખ." ૯. **અ-બૂન્**, શબ્દાર્થ, "છેડા વગરનું." વેસ્ટઃ **અબૂન્**, "નકામું."

૧૦–૧૦. **અમત બન્દગ્ હમાએ બવીહૂનેદ્, ઓલ ખ્વેશીહ્ લા** પતકારેદ્. ધર્મિ શેઠ, ગુલામ જ્યારે અરજ કરે છે ત્યારે તેને છૂટો કરે છે, અને તેને ગુલામગીરીમાં વધારે વખત રાખી મૂકતો નથી.

વાદીનાં પોતાનાં શરીરની તાજેશ સિવાયનાં કોઇ પણ પુણ્યનાં કામથી તાજેશ થતી નથી; અને એક ગુલામનું તેના શેઠ સાથે ખુન થવા વિષે; અને તેજ બાબત પર જેબી વધુ હોય તે.

(૧૦) સાત વરસના (અને) આઠ વરસના નહી[૧] શીખેલા[૧] સગીરોને હાથે તેઓનાં માબાપોની[૨] નજર આગળ થયલાં ખુન વિષે; તે માટે માબાપોની ગુનેહગાર હાલત, જયારે તેઓ સગીર બચ્ચાંઓને ખુન કરવાથી દૂર રાખી શકે[૩] એમ હોય, અને તેઓ દૂર રાખતાં નથી, અને તે[૪] કે જયારે તેઓ સગીર બચ્ચાંઓને દૂર રાખી શકે એમ નથી.

---

## બાબ ૧૭ મો.

### નીકાદૂમ નસ્ક.

(૧) નીકાદુમ નસ્કનો ત્રીજો વિભાગ **રેશિસ્તાન**[૫] નામનો છે, જેમાં નિચલી બાબતો વિષે જણાવેલું છે, જેવી કે કાપવું, અને છરીથી છુટું પાડવું,[૬] ભાંજવું,[૭] આતરડાં કાઢી નાંખવાં,[૮] અને ભોકવું,[૯] અને પહેલો હુમલો કરવો,[૧૦] અને નિચે નાંખવું,[૧૧] અને કાપી ટુકડાઓ કરવા,[૧૨] અને છોલી નાંખવું,[૧૩] અને સુકઇ જવું;[૧૪] અને એવીજ બીજી ચીજો જે જખમો કહેવાય છે. (૨) અને,

---

૧–૧. દ્દ અ-આમૂખ્ત. ૨. **અબીતરાન.** ૩. લખ્વાર્ દાશ્તન. ૪. તેઓની ગુનેહગાર હાલત.

૫. એટલે કે ખરાબ હેતુથી બીજાને જખમી કરનારા ગુનેહગારોને લગતા કાયદાઓનો સંગ્રહ. ૬. સરખાવો હુજ્વરેશ, **સકીના,** "છરી." ૭. અવસ્તા ધાતુ **સ્કપ** અથવા **સ્ચપ્** "ભાંગી જવું." ૮. **ફાજ્** રૂદગ્, સરખાવો ફાર્સી રૂદહ્ "આતરડાં". અવસ્તા **ઉરૂથ્વન.**

૯. **સૂમબિશન,** સરખાવો ફાર્સી, સંબૂ, "કાણું," "ભોકવું." ૧૦. **ખ્વાસીશન;** જુઓ નોટ પાને ૪૯ મે.

૧૧. **શેકૂનિશન,** અથવા **શેદ્દકૂનિશન** "નીચે નાંખવું અથવા પાડવું" ૧૨. **ખૂર્દ કર્દન.**

૧૩. **તાશીદન,** સરખાવો અવસ્તા **અવિ-તશ,** "છોલવું," "ઘસારા પાડવા". ૧૪. **ખૂશીનીદન.** સરખાવો અવસ્તા **હુશ્ક,** ધાતુ **હુશ,** "સુકાઇ જવું"; ફાર્સી, **ખુશ્ક્** "કરમાયલું;" **ખુશ્કીદન,** "સુકાઇ જવું," એનો અર્થ ભૂખમરાથી અને કેદ રહેવાથી સૂકાઇ જવું થાય છે.

તેજ મુજબ,[1] લોહીથી[2] ખરડાયલા[2] ઇજા પામેલા ભાગો [3] પર દરદનો ફેલાવો;[4] એક પુરૂષના બદનને ઉંચાઇએથી નિચે નાંખવું, અને તે પડેલાં માણસનાં શરીરમાંથી લોહીના વહેવા વિષે.

(૩) શરીરના ભાગો[5] કેવી રીતે છોંતેર ગણવામાં આવ્યા છે,[6] જે ખાસ કરીને[7] અગત્યના[8] કહ્યા છે, અને જે ખાસ બે ભાગમાં સમાવવામાં[9] આવ્યા છે; એ બન્ને ભાગો વિખેરાઇ ગયેલા[10] છે, અને મુળ પ્રકૃતિમાં[11] તે એક બીજાથી જુદા છે; અને બદનની અંદર[12] તેઓ આઠ અગત્યના જુદા જુદા ભાગોમાં વેંહેચાયલા છે, જે સઘલાને બે મોટા ભાગમાં સમાવવામાં આવ્યા છે; જે ભાગો ઉપલા છોંતેરમાં છે તે એક બીજાથી અસલથીજ જુદા છે, અને એક બીજાથી જુદો હેતુ ધરાવે છે, અને રૂપમાંબી એક બીજાથી જુદા છે.

(૪) અને વધુ વળી એ જણાવેલું છે કે, જયારે કોઇ શખ્સ એક ફટકા અથવા હુમલા[13]થી કોઇપર બીક,[14] અથવા સોજો,[15] અથવા દુઃખ,[16] અથવા કાળાશ,[17] અથવા ફિકાસ,[18] અથવા તાણ,[19] અથવા હલ્લો,[20] અથવા

---

૧. સરખાવો અવસ્તા **હામ.** ૨-૨. ખૂન **માલીન,** "લોહીથી ઘસાયલો," અથવા "લોહીથી ખરડાયલો;" સરખાવો ફારસી ખૂન બર્ જબીન માલીદન "કપાલપર લોહી ઘસવું." વેસ્ટ: **વાહુમાન્ માર્ગનો ગિર્દ રૂબિશ્નીહ્ ઇ મદમ રમીતુન્** કરીને વાંચે છે, અને તરજુમો એમ કરે છે: "એક ચોકસ (**વહુમાન્**) સર્પને મારવાનું હથિયાર. (**માર્ગનો,** અવસ્તા **ખ્રફ્સ્ત્રઘ્ન**) જેને ઉછાળા સાથે ગોળ ફેરવવું."

૩. વાચ્ચણુ: **મદમ રમીદ્,** સરખાવો ફાર્સી **રમીદહ્,** "ઘાયલ થયલો," "ઇજા પામેલો."

૪. **રૂબિશ્નીહ્.** ૫. સરખાવો અવસ્તા **હંદામ,** "શરીરનો ભાગ". ફાર્સી **અન્દામ.** ૬. **એલ્ફૂન્ત્ ચેગવીમુનેદ્.** ૭. **માદીગાન્તર્.** ૮. **માદગ્વર્, માદગ્** "એક ખાસ ચીજ." ૯. પહલવી **પર્વસ્તગ્,** "જોડાયલું;" અવસ્તા, **પઇરિ** અને **બન્દ,** "બાંધવુ." ૧૦. **વિસ્તર્ગ્,** અવસ્તા **વિ** અને **સ્તર** "પાંથરવું," "વીખેરવું;" સરખાવો ફાર્સી **ગુસ્તર્દહ્.** ૧૧. **માદગ્.** ૧૨. **દરૂનિશ્નીહ્, અંદરૂનિશ્નીહ્**ને બદલે.

૧૩. **જદમ,** અવ. **જન,** "મારવું." ૧૪. સરખાવો અવસ્તા **સ્તરેત** "ઘભરાયલું," "બીવેલું." ૧૫. સરખાવો અવસ્તા **સ્તમ,** સંસ્કીત સ્થવિર, "જાડઇ," "પહોળાઇ." ૧૬. સરખાવો ફાર્સી **નિજારીહ્,** "નબળાઈ." ૧૭. **સિયાહીહ્,** ફાર્સી **સ્યાઈ,** "કાળાશ" (ઘણું મારવાથી અને ફટકાઓથી થતો ચામડીનો કાળો રંગ.) ૧૮. અવસ્તા **સ્પએત,** "સફેદી," ફાર્સી **સુફીદ્.** ૧૯. સરખાવો **કશીદન.** ૨૦. સરખાવો ફાર્સી **બરંગ્,** "હુમલો," "હલ્લો".

બેભાન હાલત,[1] અથવા અજીર્ણ,[2] અથવા ભૂખમરો,[3] અથવા બેશુમાર ખાવું,[4] અથવા આળસાઇ, અથવા સુસ્તી, અથવા જબરૂં બહેરાપણું[5] ઉત્પન્ન કરે છે તે વિષે; અથવા જયારે તે કોઇ શબ્દો બોલવા માંગે ત્યારે હુમલો કરનાર તેને પાછો મારે; અથવા જયારે તે બોલવાની શકિત, જોવાની અને સાંભળવાની શકિત, અક્કલ અને જોર, અને વીર્ય, અને દૂધ, અને હમેલનો[6] ઘટાડો કરે; (અથવા) જયારે તે આદમીની તલ્લી[7] અથવા સ્ત્રીઓનાં દૂધનો નાશ કરે, અથવા કીનામાં તેણીના દીકરાનું ખુન કરે; (અથવા) જયારે કોઇ એક જખમપર બીજો જખમ કરે, અને તેમાંથી પુષ્કલ લોહી વહે[8] તે વિષે. (૫) અને તેજ મુજબ એક હુમલો જે કોઇ એક, અથવા બે, અથવા ત્રણ હથિયારો, અથવા વધારે સાથે[9] ધરીને કરે; અથવા એકજ જગોએ,[10] અથવા બીજી જગોએ,[11] અથવા વગર જરૂરે મારે.[12] (૬) અને જયારે કોઇ તલવારથી[13] બીજાને મારે[13] ત્યારે તેના જખમના વિસ્તાર[14] વિષે; ઘેરના,[15] અને

---

૧. **અન-સ્નાસીહ્**, અવસ્તા ખ્શ્નુ "જાણવું." ૨. **ફ્રેહ-ખુરિશ્નીહ્**, "ઘણું ખાવું." ૩. **કમ-ખુરિશ્નીહ્** "નહી પુરતું ખાવું." ૪. DP. માંનું વાંચણ **પત્માન-ખુરિશ્નીહ્**, "માફકસર ખાવું", હયાં બંધબેસતું નથી.

૫. **અગઑશ તેજીહ્**, શબ્દાર્થ: "નહીં સાંભળવાની હુશ્યારી." ૬. **આપૂસીહ્**; અવસ્તા **આપુથ્ર** અથવા **અપુથ્ર** "ગર્ભાવસ્થા," "હમેલ." ૭. **સ્પર્**, સરખાવો અવસ્તા **સ્પેરેજન્** ફાર્સી **સ્પર્જ્**, "તલ્લી." ૮. અથવા, "લોહી તેમાંથી બહાર વહે." **અજશ્ હૂતાગ્** (અવસ્તા **તચ્**, "વહેવું") **ખૂન્ સજીતૂનેદ્**.

૯. **પવન્ અએવ-કર્દગીહ્**, એટલે બધાં હથિયારો સાથે વાપરીને; શબ્દાર્થ: "જોડાણ મારફતે."

૧૦. સરખાવો અવસ્તા **ઇથ**, "આ જગોએ," "અહીંઆં," "ત્યાં," પાઝન્દ રૂપ **ઇથિહ્**. ૧૧. પાઝન્દ **હિથિહ્**, અવસ્તા **ઇધ**, "અહીંઆં" સાથે સરખાવાય. વેસ્ટ અવસ્તા **હધ** આપે છે, અને પાઝન્દ શબ્દનો અર્થ "એકસંપમાં" કરે છે.

૧૨. પાઝન્દ **અપવરાવરતીંહ્**, સરખાવો અવસ્તા **અપ**, "નહી," **વર**, "ઇચ્છવા જોગ," અને **વરત**, "હલ્લો;" અવસ્તા ધાતુ **વ્રચ્**, સંસ્કૃત, **व्रश्च्**, "નીચે તોડી પાડવું," "નાશ કરવો." વેસ્ટનો તરજુમો; "અથવા તેઓ તે તેજ જગોએ કરે, અથવા એકસંપથી, અથવા પહેલા ગુનાહ તરીકે."

૧૩-૧૩. વાંચણ: **દોબરગ્**, **દોબરા**, "તલવાર," ઉપરથી; **દોબરગ્ ફ્રૈદ રમીતૂનેદ્**, "કોઇ તલવારથી મારે;" સરખાવો ફાર્સી **શમ્શેર અફગન્દન્**, "તલવારથી મારવું."

૧૪. વાંચણ: **પદ્મિશ્ન**, બેહતર **પદ્માઇશ્ન**, "માપ," "વિસ્તાર;" અવસ્તા **પઇતિ** અને **મા** "માપવું;" સરખાવો ફાર્સી **પએમૂદન્**. ૧૫. સરખાવો ફાર્સી **સરાય**, "ઘેર," "ભવ્ય મકાન." વેસ્ટ: "વિસ્તાર."

ભીંતના, અને જયાંથી એક શરીરને નીચે નાંખવામાં[1] આવે તેની આજુબાજુની જગાના વિસ્તાર વિષે; તે શરીર જેના ટુકડા[2] કરવામાં આવ્યા હોય,[2] અથવા ચીરી નાંખેલું,[3] અથવા કાપીને બદસુરત બનાવેલું હોય;[4] અથવા તેમાંથી લોહીની[5] નદી વેહતી[5] હોય; ગુસ્સાના[6] પુર જોશમાં[6] ફટકાવવા[7] વિષે; તથા કેફી[8] પીણાં[8] વિષે; અને એક હથિયાર કયારે ભાંગે[9] તેના વખત અને તેનાં વજન[10] વિષે.

(૭) તે જખમ દુર કરવાની[11] અને તેનું દુઃખ ટાળવાની નીરંગ[12] (ક્રિયા) વિષે; અને તેની ઉપર રાતના ત્રણ પહેરા[13] સુધી રાખવી જોઇતી તપાસ; અને તેની વધારે દુઃખ ભરેલી[14] અને વધારે બેકરાર હાલત; અને તેનું તદન સાજું થવું અથવા નહિં સાજું થવા વિષે;[15] અને તેજ બાબત-પર જે હોય તે. (૮) દરેકની જુદી જુદી બારિક[16] વિગતો,[16] અને તેપરના કાયદાના ચુકાદાઓ.

---

## બાબ ૧૮ મો.

### નીકાદુમ નસ્ક.

---

(૧) નીકાદુમ નસ્કનો ચોથો ભાગબી કાયદાઓ વિષે છે, જેને **હમેમારી-સ્તાન**[17] (વાદીઓને લગતા કાયદાઓનો સંગ્રહ) કહે છે; જેમાં તોહમતો

---

૧. ક્રેપ-ઇ રમીતુન્ત્. વેસ્ટ: "અને નાખવામાં આવે તે આકાર."

૨-૨. ખૂર્દ કર્દ. ૩. **અઊશ્કાફ્ત**; ફારસી **શ્કાફ્તન્**, "ફાડવું," "બદસુરત કરવું," "ભાંજવું," અવસ્તા **સ્યપ્** અથવા **ચપ્**. ૪. **તાશીદ**, અવસ્તા **તશ્**. "છોલવું." "ફરસીથી કોરવું," અથવા **તશ**, "કુહાડી." ૫-૫. **રૂદ ઈ ખૂન્ ઇ હૂ-તાગ્**, સરખાવો અવ. **તચ્**, "વહેવું."

૬-૬. અવસ્તા **અએશ્મ**, "ગુસ્સો." DP. **અસીમાન્**, "છેડા વગરનું." ૭. **માર્વન્**, સરખાવો અવસ્તા **માર્જન્** અથવા **માર્ગન્**. ૮-૮. **મંગ્**, સંસ્કૃત **માંગ્**. ૯. **જખ્શી**, **જખ્શીહ્**ને બદલે. સરખાવો **જખ્શ**, "બુજાવી નાંખવું." ૧૦. **સંગ ઇ સ્નેશ્**; સરખાવો અવ. **અસેંગ** અને **સ્નથ**.

૧૧. **રૂાબશ્નીહ્**. ૧૨. **નીરંગ્**. બીજું વાંચણ: **નીરૂફ્**. ૧૩. સરખાવો ફારસી **શબ્-બાશ્**, "રાતનો પહેરો." વેસ્ટ: **સે શબ્ શ્નત્**, "ત્રણ રાતનું અથવા એક વરસનું." ૧૪. સરખાવો ફારસી **ખ્વારે**, જેનો અર્થ: "દુઃખી" તેમજ "સુખી"બી થાય છે. ૧૫. સરખાવો ફારસી **સ્પુરી**, **સ્પુરાદન્**, "પુરૂં કરવું." ૧૬-૧૬. **હમારીનાદારીહા**.
૧૭. સરખાવો અવસ્તા **હમેરેથ**, "દાવો માંડનાર," "દુશ્મન".

કેવાં હોય છે તે વિષેની વીગતો, અને ખોટાં તોહમતો જે કોઇ નીચલા ગુનાહો વિષે બીજા સામે લાવે તે, જેવાં કે:–જાદુ, અશો માણુસનું ખુન,[1] ચોરી, લુંટ,[2] જાણી જોઇને મારવું (યાને જીંદગીનો નાશ કરવો),[3] ઉતરતા દરજ્જાનાં આદમીઓનો અને ઢોરોનો[4] નાશ કરવો; જે ભાગ કેટલીક ખાસ બાબતો વિષે છે, જેવી કે, એક હથિયાર લઇને[5] જખમ કરવો,[6] અને હુમલો, અને તેબી પહેલો હુમલો,[7] અને કેદ કરવું,[8] અને જુઠું શીખવવું, અને સાંકળથી બાંધવું,[9] અને માથું નીચે નાખી કોઇને લટકાવવું,[10] અને ભૂખે મારવું, અને ખોટું બોલવું, અને મંત્રો ઉચ્ચારવાં, અને ભયંકાર ચીજો

૧. સરખાવો અવસ્તા **અશવધ્ન્ય** અથવા **અશવ જન્**, "અશો માણુસોને મારી નાખવાનું કામ." ૨. સરખાવો અવસ્તા **હજંઘ્**, "લૂંટ". ધાતુ **હજ્**, "પકડવું," "ઝુંટવી લેવું".

૩. **ફ્રહાંગ-ઇ-ઓઇમ-અએવગ્** મુજબ, **બઓધોજદ્** ગુનાહ તે છે કે જ્યારે કોઇ જાણી જોઇને બીજાને મારે, અથવા બીજાઓને બીજાં માણુસોને મારી નાંખવા સમજાવે; વળી બીજાને નુકશાન કરવાની ઇચ્છા, તેઓની મીલકતને બગાડવી અથવા લૂંટવી, અને એવીજ જાતના સઘળા ગુનાહો. એનો શબ્દાર્થ "જાણી જોઇને મારવું" અથવા "જાનનો નાશ કરવો" થાય છે. અવસ્તા **બઓધ‌ંઘ** "ભાન" અથવા "જાન," અને **જન્**, "મારવુ."

૪. **ફ્રહાંગ** મુજબ **કાધોજદ્** નો **અર્થ** ઉપર જેવોજ, "ઢોરો અને માણુસોને ખરાબ રીતે વાપરવાં;" તેનો **હમીમાલ** ગુનાહોમાં સમાવેશ કરવામાં આવ્યો છે. (જુઓ પા. ૭૨). હાઉગ્ મુજબ, "આએ ગુનાહોને લગતા શબ્દોની સમજણ ઘણી ખરી બરાબર છે, પણ તે એક ચોકસ જાતના મોબેદી કાયદાશાસ્ત્રીના વિચારો હોય એમ લાગે છે".

૫. સરખાવો **અવસ્તા આગેરેપ્ત**, ધાતુ **ગરેવ**, "પકડવું", એટલે બીજાને મારવા માટે હથિયાર પકડવું"; એમ થયલા ગુનાહને પણ **આગેરેપ્ત** કહેવામાં આવ્યો છે. ૬. અવસ્તા **અવઓઇરિશ્ત**, ધાતુ **રિશ્** "જખમ કરવો". એ કોઇ બીજા સામે જખમ કરવાની મતલબથી હથિયાર સાથે ધસી જવાના ગુનાહનું નામ છે. એ બે ગુનાહોબી **ફ્રહાંગ્** માં વર્ણવામાં આવ્યા છે. (પા. ૩૬). ૭. જુઓ નોટ પા. ૪૯ મે.

૮. **ફ્રહાંગ્**, પા. ૩૪ મુજબ, અવસ્તા **હન્દેરેત**, ધાતુ **દેરે**, "પકડવું," પહલવી **હન્દર્દ** (હાઉગનો ફેરફાર : પહલવી **હન્દરખ્ત** અવસ્તા **હન્દેરેખ્તિ**,) એ કોઇને દ્વેષથી અને છુપી રીતે ઇજા કરવાના ગુનાહનું નામ છે. ૯. અવસ્તા **બન્દ્**, "બાંધવું", "બેડી ઘાલવી."

૧૦. અથવા "ઉંધે મસ્તક રાખવું", અથવા "માથું નીચે નાખી લટકાવવું"; સરખાવો ફારસી **નિગૂન્** કર્દન, અથવા **નિગૂન્સાર** કર્દન.

દેખાડવી,[1] અને મજુરના[2] પગારમાંથી[2] જે તેને વધે તે તેની પાસેથી જુલમથી[3] લેવું,[3] અને કોઇની ચીજો લૂંટી[4] અથવા છીન્વી[5] લેવાની ઇચ્છા રાખવી, અને આતશ તથા પાણી વિષે અપશબ્દો[6] બોલવા, અને તેજ બાબતપર જેબી હોય તે. (૨) અને એવાં તોહમત મુકાવાથી ગુનાહ કેટલો થાય છે,[7] તે અને તેની[8] તોજેશ અને સજા વિષે; ધુળ, અથવા રાખ, અથવા આટો[9] જે આંખને (અને) માણુસોનાં શરીરનાં બીજા ભાગોને લગાડવામાં આવે છે તે વિષે; એ પછી તે નસ્કમાં ત્રીશ જુદાં જુદાં મથાળાં[10] હેઠળ બાબતો જણાવવામાં આવેલી છે.

(૩) લોકોને સુકકો (હિર) નસો[11] ખવડાવવાનો ગુનાહ, અને ગેરવાજબી રીતે તે નસાને તેઓનાં શરીરપરનાં[12] કપડાંપર[12] લગાડવાનો ગુનાહ, અને દસ્તાનવાળી સી, અથવા કોઇબી જાદુગર આગળ, જવાનો ગુનાહ. (૪) એક સ્રી જે સગીર અને કુંવારી[13] હોય તેણી વિષે, જે ભલી દીનનાં લોકોનાં ઘરમાંથી આવે, અને જે સારી[14] કેળવાયલી હોય[14] તે વિષે. (૫) ઉતરતાં

---

૧. **સહ્મ નિમાયિશ્નીહા.** ૨-૨. સરખાવો અવસ્તા **મ્યજ્દ**, ફાસી **મુજ્દ** "મજુરી," અને **મુજ્દુર**, "મજુર". ૩-૩. સરખાવો ફાર્સી **તૂખ્તન**, "ખેંચવુ," "સાર કાઢવો," "એકઠુ કરવુ".

૪. **બુરીદન**, **બુરીદન**ના જેવોજ શબ્દ, "કાપી કાઢવુ." ૫. સરખાવો ફાસી **પશ્ખૂદન**, "દાબવું," "નીચવવું." ૬. સરખાવો અવસ્તા **મસતિ** "દ્વેષી શબ્દો ઉચ્ચારવા" (હારલે;) "એક ગાળ દેનાર" (સ્પીગલ); વેસ્ટ: (**મજ્દિન** વાંચે છે), "અને તેને; આતશ તથા પાણી સારૂં પકડવું."

૭. સરખાવો ફાર્સી **સામાન**, "અંત," "છેડો." વેસ્ટ: "હદ," કારણ કે **સામાન** અથવા **સીમાન**નો અર્થ "સીમા," "હદ," પણ થાય છે. ૮. **મદમ**, "તે વિષે." ૯. હુજ્વારેશ, **કામા**, "આટો." ૧૦. **રેચ્એશા.**

૧૧. સરખાવો અવસ્તા **હિખ્ર**, સુક્રી શરીરને લગતી વસ્તુઓ જેવી કે નખ બાલ, વિગેરે.

૧૨-૧૨. **ઓલ તન્ વિસ્તર્ગ.** ૧૩. DP. મુજબનું વાંચણુ: **અ-વશ્તીગ્**, સરખાવો ફાર્સી **ગશ્તન**, "આજુબાજુ જોવું," "ફેરવવું." વેસ્ટનું વાંચણુ: **હૂ-દાતીગ્**, "સારી-ચાલચલણુની."

૧૪-૧૪. **પવન્ ખૂપ્ આમૂખ્ત દાશ્ત.** વેસ્ટે **પવન્ દાશ્ત**ને ફાર્સી **પેન્દાશ્તન** "વિચારવું"ને અર્થે લઇ, "સારી ભણેલી ધારવામાં આવે છે" એમ તરજુમો કર્યો છે.

અને ચઢતાં આદમીઓની[1] ખોટી ચુગલી કરવી[2] તે વિષે; અને તેજ બાબત વિષે જેમો હોય તે. (૬) એક હુનેલદર સ્ત્રીનું તેને લગતા ખાસ ઓરડામાં[3] રહેવું,[4] તેણીનો ખોરાક,[5] અને તેણીની બાલક જણતી વખતની વેદના.[5]

(૭) એક કુટુંબનો વડો[6] જે પોતાનાં છોકરાંઓને, બીજાંનાં કુટુંબને શીખવવાની મતલબથી, કેળવણી આપતો[7] નથી તે વિષે; અને તેજ બાબતપર જે લખવા જોગ હોય તે. (૮) એક ગામડયો[8] અને એક બુતપરસ્ત[9] જેઓ[10] એકસરખાં મત ધરાવતા હોય,[10] અને કોણથી પહેલાં (તે) મતો શરૂ થાય છે. (૯) એક ધર્મ મત જે જાહેર કરવામાં આવ્યો છે, તેનાં વાજબીપણાં[11] (યા) ગેરવાજબીપણાં વિષે; અને તે બન્નેનાં કારણો. (૧૦) અને એક માણસ જે સામા હુમલાની બીકથી નાસી જાય છે તે વિષે.

(૧૧) અને વળી ગુનાહનો પસ્તાવો નહીં કરવા વિષે; અને

---

૧. ઇ કસ્ વ મસ્; વેસ્ટ: "નાનાં અને મોટાં". ૨. DP. મુજબ સરખાવો અવસ્તા **મીથઓખ્ત** અને અવસ્તા **દુશ્-સંઘ**, ફારસી **દુશ્નામ**, "ગાળ;" વેસ્ટ "જુઠાંણું અને ગાળો વિષે."

૩. **બએન્ દાતીગ્ ખપાગ્**, શબ્દાર્થ: "તેણીની કાયદા મુજબની જગ્યામાં," એટલે અવસ્તાના કાયદા મુજબ તૈયાર કરેલા ઓરડામાં. **ખપાગ્** માટે સરખાવો ફારસી **ખપાગ્** "બંધ કરેલી જગ્યા." તે **અ-પાક્** "અપવિત્ર"બી વંચાય. ૪. **પાહ્રીજ્** એટલે કેટલીક ચીજોથી દૂર રેહવું; એનો અર્થ "સંભાળ"બી થાય.

૫-૫. વાંચણુ **ચશન્** વ **કાર્**, સરખાવો અવસ્તા **ચશ્**, "ખાવું," અને અવસ્તા અને ફારસી **ચશન્**, "ખાવાનું કામ." **કાર્**, બોલ અહીઆં સુવાવડનાં કષ્ટને અર્થે વપરાયો છે. કાર્નો અર્થ હમેલદાર સ્ત્રીને લાયકનું કામબી થાય. ૬. અવસ્તા **નમાનો-પઇતિ**, "એક કુટુંબનો વડો." સરખાવો ફારસી **માન્**, "કુટુંબ," "ઘર." વેસ્ટ: "ઘર રાખવાવાળો".

૭. **અ-આમૂજેદ્.** ૮. વાંચણુ **ખસાઇગ્.** સરખાવો ફારસી **ખસ્**, **ખસા**, "ગામડયો," "એક નીચ માણસ," "ડુંગરમાં રેહનાર," અથવા "કંજુસ." વેસ્ટ: **આસાયગ્**, "ચૂપ."

૯. **અઊજ્દિસી-ઇગ્**, અવસ્તા **ઉજ્દિસ્ત**, પહલવી **અઊજ્દિસ્તન્**, "ઉભું કરવું."

૧૦-૧૦. **પવન્ હાવન્દ્ દાદિસ્તાનાગીહ્**, શબ્દાર્થ: "સરખા ચુકાદાઓ સાથે."

૧૧. **સચિશ્ન**, સરખાવો ફારસી **સજીદન્**, "લાયક હોવું," "બરાબર ચાલવું;" શબ્દાર્થ: "લાયકાત." અવસ્તા **સચઇતે**, ધાતુ **સચ્**, "લાયક થવું."

બીજાની ફર્યાદો[1] દાબી દેવા વિષે; અને તેજ બાબત પર જેબી હોય તે. (૧૨) અને પસ્તાવાથી ધર્મગુરૂઓ અને બીજા કોઇના ગુનાહોમાં હોતો ફરક.[2] (૧૩) પતેત કરવાનું વાજબીપણું, અને તે વાજબીપણું કેટલું છે તે વિષે. (૧૪) કેટલી હદ સુધી[3] કોઇના પોતાના દસ્તુરની સત્તાથી[4] એક બીજો માણસ જે તેનો ચેલો[5] હોય તેનો ગુનાહ માફ થાય છે,[6] તે કે જે પોતાનાં રવાનનાં[7] જ્ઞાન સારૂં તેનો ચેલો થાય છે.

(૧૫) અને એક જડજ વિષે, જે ગુનેહગારોની સજા ઉડારી નાખે છે; અને તેજ બાબત પર જેબી હોય તે. (૧૬) ઘરમેળે સમજુતી[8] કરવાની એક વાદીની સત્તા વિષે. (૧૭) અને જેઓ ઇરાનીઓ નહી તેવાઓને બરશ્નુમ અપાતાં અટકાવવા વીષે; અને તેજ બાબતપર જેબી હોય તે. (૧૮) એક **મર્ગર્જાન**[9] ગુનેહગારના કાલાવાલા,[10] અને **મર્ગર્જાન** ગુનેહગારોને એકમેકની મદદ,[11] અને તેજ બાબત પર જેબી હોય તે. (૧૯) કોઇબી ચીજનો એકરાર,[12] અને તે એકરારની હદ; અને તેજ બાબતપર જેબી હોય તે વિષે. (૨૦) **મર્ગર્જાન્** ગુનાહ કરવાની ઇચ્છા દેખાડવા વિષે.

---

૧. વેસ્ટ મુજબનું વાંચણ: **પરીજાન્-સ્પૂઝીહ્**, સરખાવો ફારસી **પરીજ્** "ફર્યાદ," "વિલાપ."

૨. **જવીતરીહ્**, "બીજાપણું," "ફરક," "તફાવત." ૩. **મદમ્ પવન્ મા પત્માનગ્.**

૪. **શરીતાઇહ્.** ૫. **બએન્ હાવિશ્ત્ ઇ ઓલા.** ૬. **શેદ્દૂનાં.** ૭. **રૂબાનિગ્.**

૮. **પવન્ આશ્તીહ્** (સમજુતી) **કર્દન.**

૯. અવ. **મહર્ક**, "મોત," અને **અરેજ**, "લાયક હોવું;" ફારસી **અર્જિદન્.** એ ઉપરથી **મર્ગર્જાન**નો અર્થ, "મોતની સજાને લાયકનો" થાય છે.

૧૦. વેસ્ટ મુજબ; સરખાવો ફારસી **લાવા કર્દન**, "આજીજી કરવી." ૧૧. **હમ-અદ્યારિહ્.**

૧૨. વાંચણ (વેસ્ટ મુજબ): **ખુસ્તુગિહ્**, સરખાવો ફારસી **ખુસ્તૂ**, "એકરાર કરતું;" અને **ખુસ્તૂવાન્**, "જે એકરાર કરે તે." બીજી રીતે સરખાવો ફારસી **ખસ્તગિ**, "જખમ કરવો તે;" તે પરથી તરજુમો: "કોઇ ચીજથી જખમ કરવા વિષે અને તે જખમની હદ". **ખ્વાસ્તન્**, "પૂછવું" પરથી લઇએ તો "કોઇ ચીજ માટે પૂછવા વિષે અને તે પૂછવાની હદ." **હૂ-સ્તુગિહ્** એટલે "સાચ્ચી બીક" વાંચતાં (ફારસી **હૂ** અને **સ્તૂહ્**, "બીક," "ભય") એનો તરજુમો એમ થાય: "કોઇ ચીજ માટેની સાચ્ચી બીક વિષે અને તે બીકની હદ."

(૨૧) અને એક હથિયાર વડે મારેલા ફટકા વિષે, જે ફટકો પુરતો કે[૧] નહીં પુરતો હોય; જ્યારે કોઇ પુખ્ત ઉમરનો માણસ અથવા સગીર તે મારે, સગીરો જોકે તેમાં એકમેકને[૨] મદદ[૨] કરતા હોય. (૨૨) એક જખમી થયલા શખ્સ વિષે કે જેનું દુઃખ દવાથી સાજું થયલું[૩] હોય, અને તેનું મરણ[૪] જખમના અસલ રોગથી ઉત્પન્ન થયલાં દરદપરથી નીપજ્યું[૫] હોય; અને તેજ બાબતપર જેઓ વધુ હોય તે વિષે.

(૨૩) જડજોના ચુકાદા પછી આરોપી[૬] પાસેથી જામીન લેવા[૬] વિષે. (૨૪) એક ગુનાહને લગતો મુકરદમો ચલાવવા વિષે; જ્યારે ફર્યાદીની ગરીબાઇને[૭] લીધે તે માણસ કે જે એક વકીલ[૮] હોય તે તે ચલાવે;[૯] જે ફર્યાદીની સત્તા મુજબ ચલાવવાનું[૧૦] માથે લે.[૧૧] (૨૫) એક લવાદની નેમણુંક વિષે, અને તેની લવાદીની હદ વિષે.

(૨૬) એક હુમલો જે શરૂઆતથીજ પુરેપુરા ક્રોધથી[૧૨] કીધેલો હોય. (૨૭) અને એક છુટે હાથે કીધેલા[૧૩] હુમલા વિષે; અને એક હથિયારને તપાસી જોવા માટે તેને સીધું[૧૪] પાછું મારવું,[૧૪] જો[૧૫] સીધું જાય એમ નહીં હોય[૧૫] તો તેના[૧૬] વપડાસમાં ફેરફાર કરવો,[૧૬] જેવો કે બાલીને[૧૭]

---

૧. પહલવીમાં વ. ૨. **હમ–અય્યારીહ.** બીજી રીતે. "જ્યારે પુખ્ત ઉમરના માણુસો અથવા સગીરો તે સગીરોપર મારે, જ્યારે તેઓ એકમેકને મદદ કરીને એમ કરે."

૩. સરખાવો ફારસીઃ દર્ ખુદ **નિશસ્તન,** "હુશ્યાર થવું." વેસ્ટઃ "નરમ પડેલું."

૪. **પેમીતુન્તન.** ૫. **લખ્વારે ખાસ્તન્** નો શબ્દાર્થ. એનો અર્થ જખમથી થયલાં અસલ દરદનો પાછો ઉભરો એમબી થાય.

૬–૬. **ગરૂબ્ મિન્ પસિમાર્ વખ્દુન્તન;** સરખાવો ફારસી ગિરૂ, "જામીન," ગિરૂ બુર્દન્ અથવા ગિરફતન્. **પસીમાર્** "જે કોઇ (વાદીએ પોતાની ફર્યાદ જણાવ્યા) પછી પોતાનો બચાવ રજુ કરે તે." ૭. **અ–તૂબાનિગિહ,** શબ્દાર્થ, "અશક્તપણું", "નબળાઇ."

૮. **ગબ્રા દાત–વાચ,** સરખાવો અવ. **દાત,** અને **વાચ** "બોલવું:" શબ્દાર્થ, "કાયદા કહેનાર." ૯. **સચિસ્ન હુમાએ યેહવૂન્ત.** કદાચ "લંબાવે." ૧૦. **રાયીનિસ્ન,** "વાપરવાનું."

૧૧. તેના વકીલ તરીકે.

૧૨. **પૂર્–તાગ્,** શબ્દાર્થઃ "પુર જોસથી દોડતું," "પુરેપુરૂં જોર ધરાવતું." સરખાવો અવ. **તચ્** "દોડવું," અથવા "મજબુત થવું."

૧૩. વાંચણુઃ **આઝાદ,** સરખાવો ફારસી **આઝાદ,** "છુટું," "સ્વતંત્ર."

૧૪–૧૪. **રાસ્ત લખ્વાર્ જહન્.** ૧૫–૧૫. **અમત રાસ્ત લા શાયદ.**

૧૬–૧૬. **બોલ્ કાર્ વર્જિસ્નીહ વર્દીનીદન્.** ૧૭. સરખાવો ફારસી **પિશન્જ** ("મસો," ચાંદુ") દાદન્.

દઝાડવા, અથવા લોકોને સજા કરવાને તે વાપરવું; (વળી) વાંકું અથવા વળેલું[1] હથિયાર રાખવું નહીં જોઇએ;[2] અને તેજ બાબતપર જે વધુ હોય તે. (૨૮) સગીરો ગુનાહો કરે તે માટેની તેઓને શિક્ષા કરવાની હદ. (૨૯) એક શખ્સ પાસે ખુલાસો[3] માંગવા વિષે, અને તે ખુલાસાની હદ; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૩૦) એક માણસ મરતી વખતે[4] એક ખાનગી હકીકત[5] કહે; એટલે, પોતાની[6] મીલકતની વ્યવસ્થા કરવાને[6] કહે, અને પોતાના ગુનાહોની[7] (મરણ પછીની) તોજેશ[7] સારૂં પોતાનું છેલ્લું વસીયત[8] કરે, તે વસીયત કબુલ રાખવા[9] વિષે.

(૩૧) કોઈ અણજાણ્યા[10] માણસને અચાનક[11] મારવું; અને તેજ બાબતપર જે વધુ હોય તે. (૩૨) અને એક આદમીને એક હથિયાર આપવા વિષે; અને એક ઇરાની નહિ તેવો શખ્સ, જેને[12] કાયદા સંબંધી તપાસ સારૂં પકડવામાં આવ્યો હોય[12], તેને મારી નાંખવા તે હથિયારવાલા આદમીને કહેવા વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૩૩) અને દુઃખ દેનારાઓ[13] વિષે;

---

૧. નસ્હોનીગ્ ને બદલે નસ્હોની "વળેલું," "વાંકું."

૨. વર્દીનીદન્, "બદલવું." વેસ્ટ: વ સફૂન્ ઇ વર્દીનોદન્, "અને ફેરફારનો અહેવાલ."

૩. સરખાવો અવ. પઈતિ અને ફાર્સી ખ્વાન્દન્, "સમજ પાડવી," "ઉકળાવવું," "અભ્યાસ કરવો." વેસ્ટ: પાદોખાન્, "સમજણ."

૪. બએન્ બરા વદીરિશ્નીહ્, એટલે મરતી વખતે. ૫. DP. નીશાન્, "નિશાની," "ચિન્હ." વેસ્ટ: "(a signal)," "નિશાની." અસલ હસ્ત લેખનું વાંચણ મેં અહીં બદલ્યું છે. અહીં નીહાનીગ્ ને બદલે નીહાની, "છુપું" (વીલ કે વસીયત અથવા સલ્લાહ).

૬–૬. મન્દવમ્ બરા યેહબૂન્તન્, શબ્દાર્થ, "પોતાની ચીજો આપી દેવા વિષે."

૭–૭. પતોતાગીહ્ મિન્ વિનાસ્. ૮. સરખાવો ફાર્સી અન્દર્જ કર્દન્.

૯. પદીરીશ્નીહ્.

૧૦. અન–શ્નાખ્ત, અવ. ખ્શ્ના; સરખાવો ફાર્સી શ્નાખ્તન્, "જાણવું," "પીછાણવું."

૧૧. અન–શ્નાસગ્, "નહીં જણાય તેવે વખતે." વેસ્ટ: "અચોક્કસ વખતે."

૧૨–૧૨. ઇ ઓલ્ દાદિસ્તાન્–આઓમન્દીહ્ વખ્દૂન્ત યેગવીમૂનેદ્.

૧૩. વાંચણ: ક્રૂસાયગાન્ ને બદલે ક્રૂાસાયગાન્ સરખાવો અવ. ક્રૂસાન, "નાશ," ધાતુ ક્રૂન્સા "નાશ કરવો", એ ઉપરથી "નાશ કરનારા," "દુઃખ દેનારા"; એટલે માજદયસ્નીઓને દુઃખ દેનારા. વેસ્ટનું વાંચણ: ફ્રેહ્–ગસીગાન્ અથવા ફ્રેહ્–ગશીગાન્, "હરકત કરનારા."

જેઓને એક અશો માણસથી મારી નાંખવામાં આવે; એ[1] દુઃખ દેનારા કોણ છે, અને તે કોણને વિષે[1] છે;[2] અને જયારે એક અથવા વધારે માણસોને દોસ્તો[3] તરીકે ફરમાવવામાં આવે,[3] ત્યારે તેઓએ[4] આગળ છાતીપર કે પાછળ પીઠપર તે દુઃખ દેનારાઓને મારવું;[4] અને એજ બાબત પર જેબી વધુ હોય તે. (૩૪) અને તે માણસ વિષે કે જે હથિયાર હાથમાં ધરીને એમ બોલ્યો કે;[5] "હું એક માણસ અને મેંઢાંને જોઉં છું, હું તેઓને આ હથિયારે મારીશ,[6] અને તેઓ મરી જશે;"[7] અને એજ બાબતપર જે વધુ હોય તે.

(૩૫) અને જુલમગારોની વિરૂદ્ધતાને[8] લીધે, એક **મર્જપાન**[9] ની કાયદો જાહેર કરવાની વિનંતી વિષે; અને એજ બાબતપર જે વધુ હોય તે. (૩૬) જયાં[10] અને જયારે કોઇ શખ્સ એક જીવતાં માણસને મારે છે ત્યારે તેને તે દુઃખ દે છે;[11] અને તે જીવતું માણસ જેને તે મારે છે, તે મુવા પછી તે મારનારને[12] દુઃખ દે છે; જે કોઇ મુવેલાં માણસને મારે છે, તે પોતાને જીવતાંજીવત[13] દુઃખી કરે છે;[13] અને જે કોઇ મુવેલાં માણસને આજાબ પહોંચાડે છે તે પોતાનાં રવાનને મુવા બાદ દુઃખી કરે છે; અને એજ બાબતપર જે વધુ હોય તે.

(૩૭) લાકડું અને તેનો ગર જે નકામા[14] હોય, તે ચોક્કસ મુદત[15] જે

---

૧–૧. **ફ્રાસાયગાન્ મૂન્, (વ) મદમ્ મૂન્ યેવ્રૂનેદ્.**

૨. એટલે તેઓ કોણને દુઃખ દે છે, તે વિષે અહીં જણાવેલું છે.

૩–૩. **ફ્રમાયીદન્ પવન્ અઇય્યાર્.**

૪–૪. **અયૂફ્ર પવન્ પીશીહ્ વ** (બેહતર **અયૂફ્ર**) **આખરીહ્ જ્નીશન વબીદ્નાન્દ્.** વેસ્ટઃ "જયારે કોઇ એક અથવા વધુ માણસોને મદદ કરવા હુકમ આપે, અથવા તેઓએ હુમલો આગળથી અથવા પાછળથી કરવો જોઇએ."

૫. વેસ્ટઃ "તેઓ જે હથિયાર પકડે તે વિષે એમ જણાવેલું છેઃ"

૬. **પતશ્ પતશ્ મખીતૂનમ્.** એના કરતાં ફકત **પતશ્ મખીતૂનમ** બેહતર છે. વેસ્ટઃ "હું એપર મારૂં છું તેપર મારૂં છું અને તે જતુ રહ્યું." ૭. બેહતર **સજીતૂન્દ્.**

૮. એટલે, વિરૂદ્ધતા છતાં. સરખાવો ફારસી **પા**, "હરકત," "શક્તિ," "બળ."

૯. સરખાવો ફારસી **મર્જબાન્**, "દુશ્મનના મુલકની સરહદ પરનો હાકેમ," અવસ્તા **મર્જ**, "કોઇ હદપર આવી પહોંચવું," અને **પાન** "વાલી," "બચાવનાર."

૧૦. અહીં **અએધ્, હવાત્ અએધ્** ને માટે હોય, તેનો અર્થઃ "જાણવું કે જયારે કોઇ... ... ..."

૧૧. અવ. ત્બિશ્, સંસ્કૃત દ્વિશ્, "દુઃખ દેવું." ૧૨. એટલે દુઃખ દેનારને.

૧૩–૧૩. **જીન્દગ્ બીશેદ્.** ૧૪. બાળવા માટે નકામાં (અકાર). ૧૫. **વદ્ર પત્માનગ્.**

જણાવ્યામાં આવેલી છે ત્યાંહ સુધી સુકાવાને રાખવાં જોઇએ[1] તે વિષે; તે સુકાએ તેની અગાઉ[2] જો તે લાકડું અને ગર મરી જાય, તો તે બાળવાં નહીં;[3] વળી તેવું લાકડું બળતણ તરીકે ફક્ત ધમણવાળી ભઠ્ઠીમાંજ બાળવું,[4] અને તે ભઠ્ઠીના વિસ્તાર[5] મુજબ બાળવું; અને એજ બાબતપર જે વધુ હોય તે.

(૩૮) એક માણુસના ગુનાહ વિષે કે જે ગુનાહ માટે, તે થોડીક લાચારીના સબબથી,[6] પવિત્ર બરસમની કસોટીની[7] તોજેશ[8] થી, અને

---

૧. સુકાવા માટે રાખવાં જોઇએ. ૨. એટલે, લાકડું તદન સુકાઈ જાય તે અગાઉ.

૩. એટલે, જો તેઓ સરીને નાશ પામે તો તેઓને બીજું કાંઇ બાળવા વાપરવાં નહીં.

૪ **કૂરીહ્ જીગા**; સરખાવો ફાર્સી **કૂરહ્**, "ભઠ્ઠી;" **જીગા**, "પવન." એ **ખાલ્ડી** શબ્દ છે.

૫. **પત્માનગ્.** ૬. વાંચણુ: **પવન્ નીમર્દ્ અ-ચારીહ્-ઇચ્ યેહમ્તૂનેદ્. નીમર્દ્**નો અર્થ ઘણો ખરો "એક મોબેદનો તેનાં પંથકનો હિસ્સો" થાય છે. એ ઉપરથી "એક ભાગ," અથવા "થોડું." **અ-ચારીહ્** સાથે સરખાવો ફાર્સી **લાચારી**, અથવા **બીચારહ્**. વેસ્ટનું વાંચણુ: **પવન્ વીર્મત્** (**વીર**, "અક્કલ," અને **મઇતિ**, "વિચાર") **આચારીહ્-ઇચ્ યેહમ્તૂનેદ્**: "અક્કલમંદ વિચારનું વાસ્તવીક બહાનું (**આચારીહ્**)"

૭. વાંચણુ: **બરેસ્મન્-વરીહ્**, અવ. **બરેસ્મો-વરંઘ.** પહલવી તરજુમામાં **બરેસ્મગ્** અથવા **બરેસ્મનગ્**, અવ. **બરેસ્મન્ય**, "બરેસ્મને લગતું" ને અર્થે મળે છે. અવ. **વરંઘ**નો અર્થ **વર્-નીરંગ્** અથવા કસોટી થાય છે. એ વિષેના એશારાઓ યસ્ન, હા. ૩૩ મો, ફ. ૭; ૪૭ મો, ફ. ૬; અને ૫૧ મો, ફ. ૯ માં મળે છે. દીનકર્દ, પુસ્તક ૭ માં મુજબ (જુઓ મારી આવૃતિ, વૉલ્યુમ ૧૪ મું, બાબ ૪ થો, ફ. ૩-૪) અસલ એવી કસોટીઓ તેત્રીશ જાતની હતી, જેમાંની બે ઉપર જણાવી છે, એટલે **બરેસ્મો-વરંઘ**, (ઇંજેલી **બરેસ્મ**ના વપરાસ સાથે બજાવવામાં આવતી કસોટી), અને **ગરેમો-વરંઘ** (આતશ અથવા ગરમીની કસોટી.) પહલવી કેતાબોમાં, ખાસ કરીને દીનકર્દમાં, એ જે કસોટીઓ વિષે વારંવાર એશારાઓ મળે છે તે **બરેસ્મ**, આતશ, અને પાણીની કસોટીઓને લગતા છે. **દસ્તુરાન્-દસ્તુર આતરો-પાત માહરસ્પેન્દાન્**, જે **શાહપૂર** બીજાના વખતમાં થઇ ગયો છે, તે પોતાની છાતીપર પીગળાવેલું કાંસું કે પીત્તળ રેડી ગરમીની કસોટીમાંથી (**ગરેમો-વરંઘ**) ફત્તેહથી પસાર થવા માટે જાણીતો છે. (જુઓ **આફ્રીન્ગાન્ ઇ ગાહમ્બાર**, ફ. ૯). પહલવી **બરેસ્મનગ્-વર**, **બર્ગ્-ઇ-મંગ્-વરબી** વંચાય, એટલે **મંગ્** (કેફી ચીજ, સં. **માંગ**) ના પાંદડાંના વપરાસ સાથે કરવામાં આવતી કસોટી." દસ્તૂર **માનુશ્ચિહર** પોતાની **દાદિસ્તાન્-ઇ-દીનીગ્** નામની ચોપડીમાં (જુઓ S. B. E. Vol. XVIII., chap. XXXV., II., 74) એને મળતુંજ કાંઈ, એટલે ઝેરથી પસાર કીધેલી કસોટી, વિષે જણાવે છે. આ ૩૮ માં ફકરાનો વેસ્ટનો તરજુમો નીચે મુજબ છે:-"જ્યારે કોઇ મુકરદમાના બે લડનારાઓમાંનો એક ઉતાવળે કીનાખોર થયેલો કાંઇ જલદ ઝેર પોતાની સાંમેના લડનારાને આપે, અને પોતે ઝેરનું વારણુ કરે એવો આંટો, બીજો તેને ઝેર આપે તે અગાઉ, તેના ઉતાર તરીકે ખાય, અને પોતે તે ઝેર દાબી દેવા આંટો ખાય, તે પછી તે ઝેરની અસરમાંથી સાજો થાય, અને તેનો હરીફ આંટાના ઝેરે કરીને મરી જાય." (જુઓ વેસ્ટની ફુટ નોટ ૪, પા. ૧૦૨-૧૦૩.) ૮. **વિજોદીહ** અથવા **વિજૂદીહ**, અવ. **વિ**, અને **ચર્**: સરખાવો ફાર્સી **ગુજાર્દન્**, **ગુનાહ ગુજારેશ**, "ગુનાહની તોજેશ."

બરસમની કસોટીમાંથી પસાર થઇને આતશની કસોટીમાં પસાર થવાથી પોતાના હુમલાની જરૂરયાત[1] યાને વાજબીપણાની સાબેતી[2] આપે છે, અને એજ બાબત પર જે બીજું હોય તે.

(૩૯) અને હકીમોનાં પ્રમાણીકપણું વિષે; અને તેઓએ ભલું કરવાથી[3] મળતું પુણ્ય, અને ભલું નહીં કરવાથી થતો ગુનાહ; દવાઓથી[4] થતી અસર[5] કેવી રીતની[5] હોય છે; અને મેંઢાં[6] તથા ઢોરો[6] માટે એક હકીમને બોલાવવો; અને તેજ બાબતપર જે વધુ હોય તે. (૪૦) એક નવો ઘોડો જેને ફાંસો નાંખી[7] પકડનારાઓએ પહાડ પર[8] પકડયો હોય તે વિષે; જો તેને પકડતાં જખમ અને ઇજા તે ઘોડાને થાય[9] તો તેને ગેરવાજબી રીતે[10] અને બેદરકારપણે[10] પકડવાનો ગુનાહ લાગુ પડે છે;[9] અને તેજ બાબતપર જે વધુ હોય તે.

(૪૧) અને કેટલાંક માણસો વિષે, જેઓને[11] માટે એક ચીજ અસંપૂર્ણ છે, કે અસંપૂર્ણ નથી, તે[12] જાણવાની જરૂર હોતી નથી;[12] જયારે તે ચીજ એક હથિયાર તરીકે અસંપૂર્ણ હોય, યા અસંપૂર્ણ નહીંબી હોય; અને જયારે તે હથિયારને લોહી રેડવા[13] માટે ફેંકવું સેહલું હોય,[13] અને તેથી એક જખમ

---

૧. અર્જાનીગોલ્, "લાયકાત," "કિંમત," અવ. અરેજ, "કિંમત." ૨. દારતન્, "ટેકો આપવો."

૩. એનો અર્થ "સારી ચાલચલણ અથવા ચારીત્ર" બી થાય, સરખાવો ફારસી ખૂપ-કેર્દાર્.

૪. દારૂગાન્, સરખાવો ફારસી દારૂ વ દર્માન્. ૫–૫. ચીગૂનીહ્ ઇ હુઇત્.

૬–૬. ગઓસ્પન્દાન્, જેમાં ભાર લઇ જનારાં જનાવરો, જેવાં કે ઘોડા, ઉંટ, બારબોરદાર, ઇત્યાદી બી સમાય છે.

૭–૭. વાંચણુ: કફ્ચ્ વબીદ્નાન્; શબ્દાર્થ, "ફાંદો બનાવનારા," સરખાવો અરબી કફ્સ, "પગથી બાંધવું," "પીંજરાંમાં બંધ કરવું;" કફ્સ, "જાળી." ફારસીમાં કફ્શ એટલે "જોડા" થાય છે.

૮. અવ. કઓફ, "પહાડ." વેસ્ટ: "એક ઘોડો જે જીનમાં (કોફ્ક,) નવો હોય તેને પૂછડી વગરનો (કુચ્ય) અને નહીં ખાતો (અ-ખવાનો) બનાવવા વિષે." પહલવી કોહ શબ્દ માટે સરખાવો ફારસી કૂહ્, "આગળ અને પાછળના જીનના ભાગો."

૯. યેહ્વૂનેદ. ૧૦–૧૦. અ-દાતીહા વ અપાહ્રીજીહા. ૧૧. પહલવી મૂન્ ને બદલે અમત.

૧૨–૧૨. લા શાયદ્ ખવીતુનસ્તન્.

૧૩–૧૩. ઓલ્ ખૂન (લોહી) આસાન (સહેલું) શરતની. અહીં શરતની નામ રૂપે મળે છે, તેનો હુજ્વારેશ કૃદંત શરતૂન્તન, "હથિયાર ફેંકવું" છે, એજ મુજબ કૃદંત યેહ્વૂન્તન્ "હોવું" પરથી નામ યેહ્વૂની મળે છે. એવું જણાય છે કે અસલ ઇરાનમાં દુશ્મનને જખમી કરવા અને મારવા માટે અણદીઠ હથિયારોનો ઉપયોગ થતો હતો. વેસ્ટનું વાંચણુ: ઓલ્ આન્ આસાની-હસ્તની, "હથિયાર તરીકે તે તેઓ માટે સગવડભરેલું છે."

થાય; અને ત્યારે ખુલ્લું જણાય નહી કે કયું હથિયાર ફેંકવામાં આવ્યું હતું, અને કોણ તરફથી; અને એજ બાબતપર જે વધુ હોય તે. (૪૨) અને ભાલાની ટોંચ[1] કોઇ હથિયારમાં કેમ ઘુસાડવી તે વિષે; અને એ કે કોઇએ જયારે જમીન સખ્ત, યા નરમ, યા નહી[2] અસર થાય તેવી[2] હોય ત્યારે તે ભાલાનો કેટલો ભાગ ભોકવો; તે હથિયારને ઉંચે[3] કયારે ઉંચકવું, અને કેટલી ઉંચાઇએ; તેને ઘુમાવીને[4] પાછું કયારે મારે, અથવા ઘુમાવતી વખતે ભાલાનો વચલો ભાગ ઉપર કયારે ખેંચે; અને તેજ બાબતપર જે વધુ હોય તે. (૪૩) એક હુમલો, અને એવો[5] હુમલો કરતી વખતે ઘણો ખરાબ જખમ[6] કરવાના સમય વિષે; તે હુમલો કરનારે તે માટે ત્યાંજ[7] તોજેશ કરવી જોઇએ;[7] જો ચોથી વખત એવો જખમ કરે તો તેને મર્ગર્જાન્ ગુનાહગારની સજા થવી જોઇએ. (૪૪) અને કોઇને ભયંકાર અને કોઇ માર્ગ વગરની ઉજ્જડ[8] જગ્યામાં, અને હાનિકારક[9] જાનવરો[9] ની તથા ઘણાંક[10] ખરાબ જાનવરોની વચ્ચે, કેદ કરવા વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૪૫) એક બળદ યા ઘોડો જેનીપર કોઇ સવાર થયલું હોય, તેની પૂછડી પકડીને તેને પાછળ[11] અટકાવી રાખવા[11] વિષે; અને એજ બાબતપર જે વધુ હોય

---

૧. વાંચણુ: દ્દઇબુન, અસલ દર્બુન્ યા દ્રૂબુન્ નો અપભ્રંશ, અર્થ: "ભાલાની અણીઆળી ટોંચ;" સરખાવો અવ. દ્રુ (ક્રિ–દ્રુમાંનો) "ભાલો;" વ્યાકરણ મુજબ ફારસી દઇબુર્નો અર્થ: "ભાલાનો કાપે એવો ભાગ," યા "ભાલાનું માથું" થાય છે. વેસ્ટનું વાંચણુ: સે–ઓ આયિન્ "ત્રણ રીતો."

૨–૨. અ–ચાર્ગાનગ્; સરખાવો ફારસી લા–ચાર્, "નાચાર," એટલે એવી સખ્ત જગો કે જયાં કોઇથી ભાલો ભોંકી શકાય નહીં. ૩. બએન્ બાલાએ.

૪. સરખાવો ફારસી ગિર્દ યા ગર્દ, "ગોળ ફરતું," "આસપાસ ફેરવવું." અવ. વરેત, "ફેરવવું."

૫. વાંચણુ હમ–ચીગુન; સરખાવો ફારસી હમ્ચૂ યા હમ્ચૂન, "એવું" "એમ." DP. મુજબ હમ–ચિમ્ દએન વબીદુનચેન, એનો વેસ્ટનો તરજુમો "તેજ કારણને લીધે, તેઓ એક ધર્મની ક્રિયા કરે."

૬. રએશીગ્તુમ, સરખાવો અવ. રએશ, "જખમ;" શબ્દાર્થ: "ઘણીજ ખરાબ જાતનો જખમ કરે તેવું." ૭–૭. પવન્ જીવાગ તૂજીદન્.

૮. અ–વિદર્ગ, "નહીં પહોંચાય એવી," પહલવી વિદર્ગ, "રસ્તો," અવ. વિ ને તર, "પસાર કરવું."

૯–૯. પ્રકૃસ્તરાન્. ૧૦. ચન્દીહ, "અગણીત સંખ્યા." વેસ્ટ: "હાનિકારક જાનવરોનું ટોળું."

૧૧–૧૧. લખ્વાર્ દાસ્તન્.

તે. (૪૬) અને ભયંકાર દેખાવો અને જાદુગેરોનાં મંત્રો વિષે; અને તેજ બાબતપર જે બીજું હોય તે.

(૪૭) અને એક હલવાન,[૧] યા મેંઢું,[૨] યા ઢોર, યા ધર્મ ક્રિયા[૩] માટે દામ મેળવવા કાજેના વાદીના દાવા[૪] વિષે, જ્યારે ફ્રર્યાદી એક, યા બે, યા ત્રણ, યા ચાર, યા ઘણા હોય; કેવી રીતે જવાબદારને[૫] સમનથી બોલાવવો,[૫] અને તેને[૬] માટે કેટલો વખત નેમેલો છે[૬] તે વિષે. (૪૮) જ્યારે ચોરી વિષે મતફેર[૭] હોય, અને લૂંટનો એકરાર[૮] કીધો હોય; અથવા લૂંટ વિષે મતફેર હોય, અને ચોરીનો એકરાર કીધો હોય; અને જ્યારે માણસની જીંદગીને ઇજા કરવા વિષે મતફેર હોય, અને ઢોરની જીંદગીને ઇજા કરવાનો એકરાર હોય; અથવા ઢોરની જીંદગીને ઇજા કરવા વિષે મતફેર હોય, અને માણસની જીંદગીને ઇજા કરવાનો એકરાર હોય; જ્યારે ચોરી અને લૂંટ વિષે મતફેર, અને માણસની અને ઢોરની જીંદગીને નુકસાન કરવાનો એકરાર હોય; અથવા માણસની અને ઢોરની જીંદગીને હાનિ પહોંચાડવા વિષેનો મતફેર, અને ચોરી અને લૂંટનો એકરાર કીધો હોય, તે વિષે. (૪૯) અને જ્યારે વાંધો અમુક ભાગ વિષે હોય, અને એકરાર બીજી જાતના અમુક ભાગ વિષે હોય; અને જ્યારે વાંધો ચોકકસ ભાગ માટે, અને એકરાર બીજી જાતના વધારે ભાગ સારૂં હોય; અને જ્યારે વાંધો ચોકકસ ભાગ માટે, અને એકરાર બીજી જાતના ઓછા ભાગ માટે હોય; અને જ્યારે વાંધો ચોક્કસ ભાગ વિષે, અને એકરાર તેજ જાતના વધારે ભાગ સારૂં હોય; અને એજ બાબતપર જેબી વધુ હોય તે.

---

૧. અવ. **અસ્પરેનનો** પહલવી તરજુમો **અન-સ્પૂરીગ્**, "પુખ્ત ઉમરનું નહીં;" બાજો અર્થ દેર્મનાં સીક્કા જેટલી કિંમતનું. અવ. શબ્દ **અસ્પેરેન** એક સીકકાનું નામ છે.

૨. સરખાવો અવ. **અનુમય**. ૩. વાંચણુઃ **નીરંગ**. વેસ્ટનું વાંચણુઃ **વીરોઇ** "માણુસ."

૪. **પેશીઆરીહ્**, "તોહોમત," "ફ્રર્યાદ." ૫-૫. **પસીમાર્ અવીહુનસ્તન્**.
૬-૬. **વ જિમાન્ ચન્દ ચેહવૂનેદ્**.

૭. **અન-બસાનીહ્**, "વાંધો," "તકરાર;" સરખાવો ફ્રાર્સી **બસાન**, "સરખું," "મળતું," એ ઉપરથી **અન-બસાન્**, "જુદું પડતું."

૮. સરખાવો ફ્રાર્સી **ખુસ્તૂ**, "એકરાર કરતું."

(૫૦) તે શિક્ષકના[1] ગુનાહ વિષે, જે પોતાના ચેલાને મદદ કરતો નથી;[1] અને તેજ બાબતપર જે વધુ હોય તે. (૫૧) અને જેણે[2] બીજાની ચીજો ચોરી હોય તેને પકડીને[2] જડજો આગળ ઘસડવા વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૫૨) વળી આએ કે, જયારે કોઇ ભલા શખસપર દુઃખ આવી[3] પડે,[3] ત્યારે તે દુઃખમાંથી તેને પુરેપુરો ખેંચી[4] કાઢવા[4] દરેક જણે એવી રીતે વર્તવું કે જાણે તે દુઃખ તેની પોતાનીપરજ આવ્યું હોય. (૫૩) અને જયારે એક ભલા માણસને કીનાથી[5] મારવામાં આવ્યો હોય, ત્યારે તે મારનાર પાસે બદલો લેવા સારૂં દરેક જણે એવી રીતે વર્તવું કે તે માર તેના પોતાપરજ પડયો હોય. (૫૪) અને વળી આએ કે, જયારે તેને કાંઇ ભય હોય નહીં ત્યારે દરેક શખ્સે મદદ કરી શકવું[6] એ નિર્દોષને મદદ કરવા જેવું છે; માલમતા જે તેવા નિર્દોષની પાસથી લઈ જવામાં આવી હોય, તે જો તેઓ ચોરો પાસેથી એક હાસ્ર[7] પછી પાછી[8] લાવે નહીં,[8] તો તેઓ જે લોકો તે લઇ ગયા હોય તેઓની માફકજ ગુનેહગાર ગણાય, અને તેઓને તોજેશ કરવી પડે.

(૫૫) અને તેને આપવામાં આવેલા પૈસા[9] અને કપડાંમાં, અથવા તેની બીમારીમાં[10], અને તેના ઉપાયો કરવા[10]માટે, એક ઇરાની[11] અને એક પરદેશી ચોર[11] વચે કીધેલી પસંદગી[12] વિષે. (૫૬) અને એક ઇરાની નહીં

---

૧–૧. અન-અઇચ્યારીહ્ ઇ રદ્દ ઓલ્ હાવિસ્ત્, શબ્દાર્થ: "શિક્ષકની ચેલાને મદદ નહીં કરવી."

૨–૨. શબ્દાર્થ: "બીજાની ચીજોના ચોરને પકડવું."

૩–૩. મદમ્ મદ્ દ્ યેગવીમૂનાદ્. ૪–૪. બરા દેશ્નૂનાં. ૫. અવ. કએન, "દ્વેષ," "કીનો."

૬. તૂબાનીહ્ ને બદલે તૂબાની.

૭. અવ. હાથ્ર; એનો અર્થ ફ્રહાંગ્ ઇ ઓઈમ્ અએવગ્ મુજબ લાંબામાં લાંબો દહાડો ૧૨ હાથ્ર અથવા ચોવીશ કલાકનો છે, એટલે એક હાથ્ર બે કલાકનો વખત હોઈ શકે. વેસ્ટ મુજબ એક હાસ્રનો સરાસરી વખત એક કલાક ને વીસ મીનીટનો છે.

૮–૮. લખ્વાર્ યેહીત્યૂન્તન્ લા વબીદૂનયેન્.

૯. વાંચણુ દેરમ્, એ એક ઇરાની રૂપાંના સીક્કાનું નામ છે (હિંદુસ્થાની બે આનીની કિંમતનો). અહીં એ બોલ પૈસા માટે વાપરવામાં આવ્યો છે. વેસ્ટનું વાંચણુ: સર્ં, "થંડું."

૧૦–૧૦. વેસ્ટ: "બીમારી તથા ઉપાયો કરાવતાં."

૧૧–૧૧. દૂજ્ ઇ અઇરે વ અન-અઇરે. વેસ્ટ: "દેશી અને પરદેશી ચોરોની."

૧૨. વિચીન, અવ. વિ, અને ચિ, "ચુંટવું."

હોય તેવા પરદેશી આદમીના હાથોને,[1] પાણી અને આતશથી દૂર[2] રાખવા,[2] અને બીજાનાં કપડાં[3] લોહીથી ખરડવાથી[3] દુર રાખવા, અને બીજાને હેરાન[4] કરવાથી[4] તે હાથોને દૂર રાખવા[5] કાજે, અને નહીં[6] કે કોઇ બીજા કારણ સારૂ,[6] બાંધવામાં[1] આવે છે તે વિષે. (૫૭) એ લડનારાઓમાંના પહેલા મારનારને,[7] તેનો[8] માર જેવો જણાય તેવોજ,[8] દૂર[9] નહી કરવાના[9] ગુનાહ વિષે. (૫૮) પતેતથી[10] થતી શાંતિના[10] શિક્ષણ વિષે, અને તે સારૂં મોટી સત્તા ધરાવનારાં આદમી સાથે સંબંધ[11] રાખવાની જરૂર;[11] વળી જયારે તે શાંતિ કમજોર આદમીની પતેતથી તેની સાથે સંબંધ[12] બરપા કરાવે છે;[12] અને એજ બાબતપર જે વધુ હોય તે વિષે.

(૫૯) એક મોતની શિક્ષાને લાયક થયેલાં માણસથી ઘણાં[13] ડહાપણથી[13] પોતાની જીંદગીને જાળવવા કાજે તેને જવાબ કેમ વાળવો તે વિષે; અને તેને એમ રાખવાનું કારણ, અને એમ કેવી રીતે રહેવું, તે વિષે; અને એજ બાબતપર જેબી હોય તે. (૬૦) અને જયારે લોકો અશો માણસ વિષે પુછપરછ કરે ત્યારે કેમ જવાબ આપવો, જયારે તેને[14] કોઇ ઓળખતું હોય[14], અને જયારે તે કોણ છે તે કોઇ નહીં જાણતું હોય ત્યારે. (૬૧) અને એક શખ્સ કેવી રીતે એક હથિયાર લશ્કરોના[15] સરદારોને,[15] તથા સર-

---

૧-૧ દસ્ત્ આ-ગરૂબ્; સરખાવો અવ. આ-ગરેવ, "પકડવું," "બાંધવું;" ફારસી, ગિરફ્તન્.

૨-૨. બરા પાહ્‌રીજ્. ૩-૩. ખૂન્ ખાજ્; સરખાવો ફારસી, ખાજ્ "કપડાં," યા "ધુળ." એ ઉપરથી શબ્દાર્થ "લોહીનાં કપડાંથી," અથવા "લોહીથી ખરડાવાથી." વેસ્ટ, "લોહી," "કચરાથી." ૪-૪. સરખાવો ફારસી, આસિબ્, "હરકત." ૫. પાહ્‌રીજીદન્.

૬-૬. લા હાન્ ચિમ. ૭. પેશ્-જ્હાર્. ૮-૮. હમ ચિગુન્ અજશ્ જ્દારીહ્ ખદીતુનીહેદ્. ૯-૯. અન-આવાજ દારિશ્નીહ્.

૧૦-૧૦. પતિત્ આસ્તીહ્, અવ. આખ્શ્તિ, એટલે પતેત કરવાથી મળતી મનની શાંતિ.

૧૧-૧૧. બન્દ્ અર્જાનીગીહ્. ૧૨-૧૨. પત્વસ્તન્ દેશુનાં.

૧૩-૧૩. પવન્ મસ્-દાદીસ્તાનીહ્. એનો અર્થ: "ધર્મની જબરી લાગણીથી' એમબી થાય. વેસ્ટ: "મોટાં ડહાપણથી."

૧૪-૧૪. અથવા, "જયારે કોઇ જાણતું હોય કે તે કયાં છે."

૧૫-૧૫. હ્એનીન્-પતાન, સરખાવો અવ. હ્એન, "લશ્કર," અને પઇતિ "સાહેબ,"

હદપરના હાકેમો[1] જેઓ ખરેખર કીર્તિવાન[2] છે તેઓને રજુ કરે, તે વિષે.

(૬૨) ખાસ સત્તાથી[3] એક તીર એક **મર્ગર્જાન્** (મોતની શિક્ષાને પાત્ર થયેલાં) માણસપર ફેંકવા વિષે, જે માણસને એવા કોઇ શખ્સના હાથમાં સોંપવામાં આવ્યો હોય કે[4] જેના કબજામાં **મર્ગર્જાન્** લોકોને કતલ કરવાને સોંપવામાં આવતાં હોય[4]; તે **મર્ગર્જાન્** (તેવી વખતે) મોટેથી[5] બૂમો પાડે છે,[5] અને લોકોનાં ટોળાંની[6] વચ્ચે દોડી જાય છે, કે તેઓ તેને મદદ કરે, પણ ખરેખર તેઓ તો તેને કમજોર કરી નાંખે છે,[7] જયારે તે ત્રણ વાર ગુનાહની તોજેશ કરે છે ત્યારે તેને જલ્લાદને પાછો તેઓ આપતા નથી, તે વિષે. (૬૩) અને એક **મર્ગર્જાન્** જેને કોઇ મોટી ક્રીયામાં હાજર[8] રહેવા દેવામાં આવે છે[8] તે વિષે; જયારે બીજા એક **મર્ગર્જાન્** કે જેનેબી આગળ એવી[9] ક્રિયામાં હાજર રેહેવા દીધો હતો[9] તે વિષે મુસ્તકીમ શાક્ષિ લોકો આપે છે; અને તેજ બાબતપર જે વધુ હોય તે વિષે. (૬૪) જાદુગરી વિષેની, અને એક અશો[10] માણસને મારી નાંખવા[10] વિષેની ગવાહી વિષે; એટલે તે કેટલી[11] હદ સુધી[11] ખાત્રી ભરેલી[12] અને માનવા લાયક[13] છે. (૬૫) જાદુગરીનો

---

૧. **મર્જ્-પાન**. અવ. **મરેજ્** "સરહદ" અને **પાન**, "રક્ષણ કરનાર." ફારસી **મર્જ્બાન**.

૨. **હુ-ગદા**: વેસ્ટ: "પ્રતાપી." ૩. **દસ્તોબરીહા**, શબ્દાર્થ: "સત્તા સાથે."

૪-૪. **લખ્વાર્ ઓલ્ અધશ્ મૂન્ મર્ગર્જાન બએન્ કર્દ**.

૫-૫. સરખાવો ફારસી **લાબહ્**, "બૂમ," "પોકાર;" અથવા, "હિમ્મત વગરનું," એટલે "મર્ગર્જાન હિમ્મત વગરનો થાય છે." વેસ્ટ: "કાલાવાલા કરે છે."

૬. વાંચણુ: **ગુરૂહ્**; સરખાવો ફારસી ગુરૂહ. વેસ્ટનું વાંચણુ: **દર્નાઇ**, તરજુમો "અંતર (distance)ની વચ્ચે જાય છે."

૭. **પદીરાનીનેન્દ**. "તેઓ તેને ગભરાવે છે અથવા નબળો કરે છે."

૮-૮. **દાશ્તગ્**, શબ્દાર્થ: "તેમાં તેને રાખવામાં આવે છે."

૯-૯. એટલે કે, એવી ક્રિયામાં અગાઉ હાજર હતો.

૧૦-૧૦. **યશરૂબ્-ગનીહ**; સરખાવો અવ. **અશવ**, અને **જન્**, "મારવું."

૧૧-૧૧. શબ્દાર્થ: "કેટલાં માપમાં." અવ. **પઇતિ**, અને **મા**, "માપવું."

૧૨. પહલવી **અએવ-વર્** ઉપરથી **અએવર્** બન્યો છે; શબ્દાર્થ: "એકજ માન્યતા યા મતવાળો."

૧૩. **વર્-આઓમન્દ**, અવ. **વર્**, "માનવું." બીજો અર્થ: "કસોટીમાંથી પસાર થવા લાયક;" સરખાવો અવ. **વરંઘ્**, "કસોટી;" એ ઉપરથી એનો અર્થ, "**શકમંદ**"બી થાય. વેસ્ટનો અર્થ એજ છે.

લખ[1] ધરાવવા વિષે, અને બીજાને ઇજા[2] કરવા[2] વિષે; અને એક શખ્સે જાદુઇની[3] કરામતથી[3] બીજો જે **મર્ગર્જાન** માણસ છે, તેનું મરણ નીપજાવવું; અને તેજ બાબત પર જેબી વધુ હોય તે વિષે.

---

## બાબ ૧૯ મો.

## નીકાદૂમ નસ્ક.

---

(૧) નીકાદૂમ નસ્કના પાંચમા વિભાગમાં ચોવીસ બાબતો[4] છે; એક હથિયાર સાથે, અને કીનો[5] લેવાની મતલબ[5] સાથે, એક માણસનું તૈયાર થવું, અને બીજા આદમી સામે તેના આગળ વધવા વિષે; અને વળી જયારે તે એક ઢોર પકડે, અને તેની પર એક જીન[6] બાંધે[6], અને તેપર બેસે, લગામ[7] હાથમાં પકડે, અને સવારી કરતો આગળ જાય;[8] તે સાથે એ કે, જયારે તે ત્યાં હરીફની આગળ પુગે ત્યારે તે માણસ તે હરીફને કે બીજા ધણીને મારે; અને તેજ બાબતપર જેબી બીજું હોય તે.

(૨) અને જયારે બે માણસો એક અશો માણસને મારવા કે રસ્તે[9] ધાડ પાડવાનો[9] મનસુબો[10] કરતા હોય, ત્યારે એક શખ્સે શું કરવું જોઇએ તે વિષે; અને તે અશો આદમીના શ્રાપ[11] વિષે, અને તેજ બાબતપર જેબી હોય તે. (૩) બે શખ્સો જેઓ રસ્તે[12] સાથે જતા હોય,[12] તેમાંથી એક જણ જો અશો માણસને મારે તો કોઇએ શું કરવું તે વિષે; અને તેમાનાં બીજા જણ વિષે, જયારે તે બીધેલો કે નહીં બીધેલો હોય. (૪) જો એક **મર્ગર્જાનની**

---

૧. **મદમ જુશારમ** (અવ. જુશ, "ચાહવું") ઇ **ઓલ્ યાતૂગીહ્ બૂર્દન.**

૨–૨. વાંચણ: ખૂસ્તન, "જખમ કરવો." વેસ્ટનું વાંચણ: ખન્દીદન, "હસી કાઢવું."

૩–૩. **પવન યાતૂગીહ્.** ૪. **માદીગાન.** ૫–૫. **કીન્ મીનિશ્નીહ્.**

૬–૬. **જયનીનેદ્**, શબ્દાર્થ: "જીન નાખે;" સરખાવો ફારસી જીન **નિહાદન.**

૭. વાંચણ: **સેન્જેમ**, સરખાવો અવ. **થન્જ**, "લગામ." વેસ્ટનું વાંચણ: **અયોખમ.**

૮. **સજીતૂનેદ્.** ૯–૯. રાહ્–દારીહ. ૧૦. **હમ–પૂર્સગીહ્**, શબ્દાર્થ: "મસલ્લત કરતા"; પૂર્સગીગ્ ને બદલે પૂર્સગીહ્.

૧૧. **લખ્વાર્ સ્તાયિશ્નીહ્**, "વખાણુથી ઉલટું," "ધીક્કાર," "શ્રાપ."

૧૨–૧૨. **હમ–રાસ્**, સરખાવો ફારસી **હમ–રાહ્**, "સાથે જતા મુસાફરો."

સારવાર કરવાની જરૂર હોય[1] તો તેને જાળવવા વિષે,[2] જોકે ફર્યાદી[3] તે કામની[4] સામે થાય;[4] અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૫) અને જયારે સાક્ષી તથા જડજ **મોબદાન્-મોબદ્**, એટલે વડો દસ્તુર, હોય ત્યારે વાદી અને પ્રતિવાદી તરફથી કાયદાઓ[5] યા ચુકાદાઓના સંગ્રહમાંથી શાહદતો ટાંકી બતાવવાની[5] જરૂર નથી તે વિષે; અને **મોબેદાન્-મોબેદ**ના ચુકાદાપરનો વિશ્વાસ,[6] જે તેઓ પોતાનાં જ્ઞાન અને ગવાહીથી ધરાવે છે, જોકે[7] વળી શારીરીક સજા ત્યારે કરવામાં આવતી નથી;[7] અને વળી જયારે શારીરીક સજા કરવામાં આવે છે ત્યારે બીજાઓના ચુકાદાઓ પર રહેતી વિશ્વાસની ગેરહાજરી વિષે; જોકે જડજ કાયદાઓ અથવા ચુકાદાઓ જાણતો હોય તોબી વાદી તથા પ્રતિવાદીને કાયદાઓના સંગ્રહમાંથી એશારાઓ ટાંકવાની જરૂર. (૬) અને કાયદા[8] વિરૂધ્ધ[8] બે મારામારી કરનારાઓ વિષે, જયારે તેમાંથી એક જણ જખમ[9] કરે છે[9] ત્યારે બન્ને સાથે[10] ગુનેહગાર[10] થાય છે; જેથી બીજાને[11] પણ લોકો **મર્ગર્જાન** ઠરાવે છે.[11] (૭) અને એક દેશમાં સાથે[12] મુસાફરી કરનારાઓના[12] ખોરાક[13] વિષે, અને તેઓનું[14] પાછું ફરવું;[14] અને તેજ બાબતપર જેબી બીજું હોય તે.

---

૧. સરખાવો ફારસી **દર્ બાયદ્**.

૨. એટલે, જો એક **મર્ગર્જાન્** બીમાર હોય, અને દવા અને સારવારની જરૂર હોય, તો તેને નહીં મારવા વિષે. ૩. **પેશીમાર**, "વાદી." ૪-૪. **જવીદ્ દાદિસ્તાન્**, "જુદાં મતનો હોય."

૫-૫. **મિન્ તનૂ ઇ દાદિસ્તાન્ ગૂફ્તન્**. વેસ્ટ: "કાયદાના સાર વિષે."

૬. **વાવરીહ્ વબીદૂનયેન્**, સરખાવો ફારસી **બાવર્ કર્દન્**, "માનવું."

૭-૭. **અમત્-ઇય્ પવન્ તનૂ લા વિજૂર્દન્**, શબ્દાર્થ: "જયારેબી શરીર મારફતે તોજેશ કરવાની નહીં હોય ત્યારે." સરખાવો **વિનાસ્ વિજારિશ્ન્**, "ગુનાહોની તોજેશ કરવી."

૮-૮. **અ-દાદિસ્તાન્**. ૯-૯. વાંચણ: **સશ્તન્**, DM. માં છે તે મુજબ; સરખાવો સંસ્કૃત શસ્, "જખમ." વેસ્ટનું વાંચણ: **સીખ્તન્**, "ખરાબ જીંદગી ગુજારવી."

૧૦-૧૦. **હમ-વિનાસ્**. ૧૧-૧૧. **અએવગ્ મર્ગર્જાન્ વબીદૂનયેન્**, શબ્દાર્થ: "બીજાને તેઓ **મર્ગર્જાન્** બનાવે છે." એટલે જો બે જણા કોઇ સાથ મારામારી કરતા હોય, અને એકજ જણ કાતીલ ઘા કરે, તોપણ બેઉ જણા **મર્ગર્જાન્** થાય છે.

૧૨-૧૨. **હમ-રાસીગ્** ને બદલે અહીં **હમ-રાસીહ્** વપરાયલો છે.

૧૩. **પિશૂ**, સરખાવો અવસ્તા **પિતુ**, **પિથ્વ**, "ખોરાક." એ શબ્દ દીન્કર્દ, વૉલ્યુમ ૧૪ મામાં આ અર્થે વારેઘડીએ વપરાયલો છે.

૧૪-૧૪. **અફ્રશ્ બરા વશ્તન્**, સરખાવો ફારસી **ગશ્તન્**. વેસ્ટ: "સાથે મુસાફરી કરવા માટેની સામગ્રીઓ વિષે, અને તે સામગ્રીઓ ને આગળની માફક પાછી તૈયાર રાખવા વિષે."

(૮) અને મેજીસ્રેટોને સજા[1] કરાવવા વિષે;[1] મેજીસ્રેટ નહીં હોય તેવાઓની મેજીસ્રેટોને મદદ,[2] તેઓને[3] આવી સજામાંથી છોડી દેવામાં[3] મેજીસ્રેટોની મદદ; તેજ મુજબ એક મારની બાબતમાં થયેલી જુસ્તેજુઇ માટે ભેગો વિચાર કરવા વિષે; અને તેજ બાબતપર જેબી બીજું હોય તે. (૯) જે માણસોએ કાંઇ ગુનાહ કર્યો હોય તેઓને સજા[4] નહીં થવા[4] વિષે, જ્યારે તેઓનાં નજદીકનાં[5] સગાંઓને[5] પકડવાં ફરજ્યાત છે; તે સગાંઓ કેટલી હદ સુધી તે ગુનાહમાં સામેલ છે (તેની તપાસ કરવી, પણ) તેઓને નિર્દોષ[6] ગણવા નહીં;[6] અને તેઓને કેમ બાંધવાં, અને તેઓ ઉપર સખ્તી[7] કેમ ગુજારવી[7], અને તેઓ તરફથી કેવી તોજેશની માગણી કરવી; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૧૦) અને શકિતવાન યા દોલતમંદ આદમી જે ગુનાહ કરવામાં મોજ[8] મેળવે છે તે વિષે; જ્યાં તેની[9] ખાસ લાયકાત હોય, અને તેની લાયકાતનો સબબ;[9] અને શકિત વગરનાં વિષે, જ્યાં તેની ખાસ નાલાયકાત હોય, અને તે નાલાયકાતનું કારણ; અને એક પુણ્યનું કામ એક[10] શકિતવાળા માણસ પરથી તેવાજ બીજા શકિતવાળા માણસ પર[10] ફેરવવાનો ગુનાહ, અને એક નબળા પરથી તેવાજ બીજા નબળા શખ્સપર ફેરવવાનો ગુનાહ; અને તેજ બાબતપર જેબી બીજું હોય તે.

(૧૧) અને એક ફર્યાદ[11] વિષે, જે વાદીએ પુરવાર[12] કરવી જોઇએ; અને જેની સામે પ્રતિવાદીએ લડવું[13] જોઇએ;[13] અને કાયદા મુજબનો અહેવાલ[14] આપવાના[14] વખત વિષે; જ્યારે પ્રતિવાદી દેખાવ દેતો

---

૧-૧. **મદમ્ તુજાનિશ્ન-આઓમન્દીહ્.** ૨-૨. **અઇય્યારીહ્** ને બદલે **અઇય્યાર્.**

૩-૩. **અતૂનિશ્ન ઈ લદેના-શાન્ ઓલ્ ઓલાશાન્.**

૪-૪. **અ-તુનિશ્નીહ્,** "ખરા ગુનેહગારોને સજા નહીં કરવી."

૫-૫. સરખાવો અવ. **નબાનજિદ્દસ્ત,** "નજદીકનાં સગાંઓ."

૬-૬. **અ-વિનાસ્રૂ દારતન્ લા શાયદ્.** ૭-૭. **સખ્તીનીદન્.**

૮. સરખાવો અવ. **હુવાથ,** "સુખ," "સગવડ."

૯-૯. એ લખાણમાં એમ ઉમેરી શકાયઃ **માદગ્વર્ અર્જાનીગીહ્** ઇ **તુબાનીગીહ્ વ ચિમ્** ઇ **અર્જાનીગીહ્** ઈ **તુબાનીગીહ્.**

૧૦-૧૦. એમાં એમ ઉમેરી શકાયઃ-**મિન્ અએ ઈ તુબાનીગાન્ ઓલ્ અએ** ઇ **તુબાનીગાન્.**

૧૧. **પેશીમારીહ્.** ૧૨. સરખાવો ફારસી **સામાન,** "કારણ," "સમજણ," અથવા "તૈયારી." એ ઉપરથી, "ફર્યાદ જે તૈયાર કરવાની હોય તે વિષે."

૧૩-૧૩. **પઈતી,** "સામે," અને કર. ફારસી **પએકાર,** "વિરૂદ્ધતા," "તકરાર."

૧૪-૧૪. **ઓાલ ગુબ્ વબીદૂન્તન;** સરખાવો ફારસી ગુ યા **ગુઈ.**

નથી, અથવા તે આવે છે પણ કજીયો[1] ચલાવતો[1] નથી; વાદી અને પ્રતિવાદીના કેટલાક વિચારો;[2] કજીયો મુલતવી રહયો હોય તે વખતનાં અંતરમાં[3] મુકરદમો તૈયાર કરવાની મુદત; બચાવ કરેલાં,[4] તથા હિમ્મત હારી ગયલાં[5], વાદી અને પ્રતિવાદી, અને તેઓની પાયમાલી;[6] અને ચુકાદો[7] આવે તેટલાં[7] વાદીના પૈસાનું[8] ખરચાઇ જવું,[9] અને ચુકાદો અપાતાં બીજી રીતે તેની ખોરાકીનુ ચાલુ રહેવું. (૧૧ક) એક સ્ત્રી વિષે કે જેણી એક પરણેલી ઓરત તરીકે ખાસ હકો ધરાવતી હોય,[10] અને કાયદાસર[11] પોતાના ધણીની ફર્યાદ ચલાવે,[11] અને ધણીને ફર્યાદ ચાલતી હોય

---

૧-૧. કાર્ રાયીનીદન, શબ્દાર્થ: "કામ ચલાવવું."

૨. વાંચણ: હુન્દિશીહા ને બદલે હુન્દિશીહ્; અવ. હુમ અને દીસ્, "જોવું;" "ખ્યાલ કરવો;" ફારસી અન્દીશીદન, "વિચારવું." એનો અર્થ: "વાદી અને પ્રતિવાદીના કેટલાક ખ્યાલો" બી થાય. વેસ્ટનું વાંચણ: ખ્વેશીહ્, "ખાસ્યતો."

૩. બએન્ પરીર્; સરખાવો ફારસી પરીરહ્, "વખતનો અંતર," "હરકત," "ગયા પરમ દહાડાનું" (સ્ટાઇન્ગાસ).

૪. વાંચણ: નિપાત, સરખાવો અવ. નિ-પા, "બચાવવું." વેસ્ટ: વ પાદ્, "મજબુત બનતું," ફારસી પાદ્ નો અર્થ "મજબુત," "ટકાઉ" બી થાય છે.

૫. અવી-અમાવન્દ્, શબ્દાર્થ: "હીંમત અથવા શક્તિ વગરનું," અથવા "નાસીપાસ થયેલો" વાદી કે પ્રતિવાદી.

૬. અઇરિખ્તગીહ્ પતશ્, સરખાવો અવ. ઇરિખ્ત "પાયમાલી," "નાશ;" ધાતુ રિચ; એ ઉપરથી "નાસીપાસ થયલા વાદી કે પ્રતિવાદીની તેમાં પાયમાલી."

૭-૭. વાંચણ: માત્ ઈ બએન્; સરખાવો અવ. મઇતિ, "વિચાર," "ચુકાદો;" વેસ્ટ : માત, "એક મરણ નીપજાવે એવો ફટકો." ૮. દારિશ્ન, "પાસે હોય તે," "મીલકત."

૯. પાદીરાનીનીદન્, "સુકાવી યા ખપાવી નાંખવું." સરખાવો પહલવી પાદીરાન્-શુસ્ર, અવ. પઇરિશ્ત-ખ્શુદ્રો (વંદીદાદ, ફ. ૩ જી, ફ, ૧૯-૨૦) ને તરજુમો "એક માણુસ જેની મની સુકાઇ ગઇ હોય," અને પહલવી પાદીરાનીનેદ્, અવ. પઇરીશ્તયેઇતિ નો તરજુમો છે. (વંદીદાદ્, ફ. ૧૮ મી, ફ. ૬૩.)

૧૦. વાંચણ: પાતખ્શાએ-ઇહા; એટલે, પાતખ્શાહ્-જન્ યા શાહ-જન તરીકે; જેણી પોતાના ધણી સાથે પોતાનાં માબાપની મરજીથી પરણી હોય, અને જેણી ચકરજન કે ખુદશ્-રાએ-જન નહીં હોય. અસલ ઇરાનમાં એક પાતખ્શાહ સ્ત્રીને પોતાના ધણીનો "કેસ" એક જરથોસ્તી કોર્ટમાં ચલાવવાનો હક હતો.

૧૧. વાંચણ: નીશા ઈ પાતખ્શાએ દાતગ્શોએ પેશીમારીહ્ કર્દન્. દાતગુશોએ ને એક કાયદાસરનો ધણી લેતાં આ અર્થ થાય, "એક સ્ત્રી, જેણી ખાસ હક ધરાવતી હોય, તેણી પોતાના કાયદાસરના ધણીની ફર્યાદ ચલાવશે, અને ધણીને ફર્યાદ વિષે ખબર આપશે."

તેની ખબર આપે; જયારે[1] એમ જણાય કે તેણીના ધણીના પૈસામાં તેણીની કાંઇ મીલકત નથી,[1] તો તેમ છે કે નહિં તે મુકરર કરવા શાક્ષિઓ[2].. હોવાની જરૂર;[2] અને તેજ બાબતપર વધુ જેબી હોય તે.

(૧૨) તાજેશ[3] કરનારાંઓ[3] માટેની કસોટી વિષે, જેઓ પવિત્ર **બરસમની**[4] કસોટીમાંથી[4] પસાર થતાં હોય, અને જેઓ ગરમ ચીજોની કસોટીમાંથી પસાર થતાં હોય, તેઓ દરેક[5] જુદાં જુદાં તે કસોટીમાંથી પસાર થતાં પવિત્ર થયલાં ગણાશે,[5] અને દરેક જુદાં જુદાં જૂઠાંથી[6] વેગળાં છે એમ ગણાશે; જયારે તેઓ[7] પોતાની સ્થીતીને લાયકની નહીં[7] પણ બીજાની સ્થીતીને લાયકની કસોટી માંગે ત્યારે શું કરવું તે વિષે; અને તેજ બાબતપર જેબી હોય તે. (૧૩) સાક્ષીની હદ વિષે, અને તે હદની જરૂરયાત[8] હોવાનાં કારણ;[8] જે કોઇ ગવાહી વગરનો હોય તે નકામો[9] છે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૧૪) કસોટીથી જણાયલાં પરિણામ ઉપરથી આપવામાં આવેલાં મતની આસ્યત[10] વિષે; અને કુદકો[11] મારીને એક કસોટીપરથી પસાર થવું[11] તે વિષે; કેટલા જણે તેપર તપાસ રાખવી જોઇએ; કસોટીમાં આગળથી આવનારા[12] અને પાછળથી આવનારા[13] માટેના વખતની[14] ગોઠવણ;[14] અને તેમાં[15] બોલવું, લખવું,[16] અને તેનાથી થતી

---

૧–૧. **અમતશ્ ખ્વીશીહ્** (મીલકત) **મન્દવમ–ઇચ્ મન્દવમ બએન્ જફ્ ચબુન્ લા પએતાગ્.** **ખ્વીશીહ્**નો શબ્દાર્થ: "જે કાંઇ પોતાનું હોય તે."

૨–૨. **પવન્ ગઓકાયીહ્ શાયીહન્**, શબ્દાર્થ: "ગવાહી માટે તેની જરૂર છે," યા "ગવાહી માટેની મીલકત." ૩–૩. **વિજોર્દાન્**. ૪–૪. જુઓ મારી ફુટનોટ ૭, પા. ૬૨ મું.

૫–૫. **પાક્ જયશાન્ જવીદ્ જવીદ્.** ૬. **અ–દ્રુજીગ્** ને બદલે **અ–દ્રુજીહ્.**

૭–૭. **લા જફ્ ઇ બએન્ નફ્શા પાયગ્** (પદવી). ૮–૮. **ચિમ્ ઇ શાયીહન્ રાએ.**

૯. **લા શાયીહન્.** ૧૦. વાંચણ: **અએદ્ની.** DM. **હઇત–ઇ**, "–ની હસ્તી." વેસ્ટ: "–ની સચાઇ."

૧૧–૧૧. **ઓલ્ વર્ સિસ્ વજ્હુન્તન્;** સરખાવો ફારસી **સિસ્**, "કૂદકો મારવું," "કૂદવું." વેસ્ટ: **ઓલ્ વર્ ગાસ્ વજહુન્ત;** "કસોટીની જગાએ જઇ." **સિસ્** બોલ ફારસી **સીજ્**ને મળતો બી હોય, એટલે "મજબુત;" જેનો તરજુમો: "કસોટી પરથી જોસથી પસાર થવું."

૧૨. **પેશ્–મદાર.** ૧૩. **આખર્–મદાર.** ૧૪–૧૪. **જિમાન્ વખીદ્ન્ત.**

૧૫. એટલે કસોટીમાં. ૧૬. વાંચણ: **નિપિશ્ન** યા **નિવિશ્ન.** એ **વ પન્દાન્**, "અને શીખામણો," બી વંચાય, સરખાવો ફારસી **પન્દ્**, "શીખામણ;" અથવા **વપિશ્**, અવ. **પિતુ**, "ખોરાક." વેસ્ટનું વાંચણ: **વ યજિશ્ન**, "અને ક્રિયા."

ઇજા,[૧] અને તેની જુદી જુદી જાતની[૨] સખ્તીઓ; અને જે શરીરના ભાગો પર કસોટી બજાવવામાં[૩] આવતી હોય[૩] તેઓની સંભાળ કેમ લેવી; તેઓની જાળવણી સારૂં એક પછી એક જે ભણતરો[૪] ભણાય છે તે; યજિશ્નની ક્રિયા કરતી વખતે દેખરેખની[૫] જરૂર વિષે;[૬] અને એક માણસને છોડી મૂકવો[૭] કે ગુનેહ્ગાર ઠરાવવો[૭] તે વિષેનો ચુકાદો. (૧૫) આઓથી કે કસોટીની[૮] પરિક્ષામાં[૮] પહેલો, બીજો, ત્રીજો, ચોથો, પાંચમો, છઠો, સાતમો, આઠમો, નવમો, અને દસમો કોણે જવું;[૯] અને તે માટે હુકમ કોણે આપવો. (૧૬) અને જેઓને[૧૦] કસોટી અજમાવવાનું કામ સોંપેલું હોય[૧૦] તેઓની ફરજો. (૧૭) એકરાર, અથવા બીજાં કારણોથી થતી સખ્તી વિષે, અને તેથી નીપજતો ગેરવિશ્વાસ;[૧૧] અને એજ બાબતપર જેબી હોય તે. (૧૮) એક ચોરે કેદખાનું[૧૨] ભાંજી નાસી જવા[૧૩] વિષે, અને તે ઉપરથી બીજા કોઇ ઉપર તે ચોરને મદદ[૧૪] કરવાનો શક[૧૫], અને તેજ બાબતપર વધુ જેબી હોય

---

૧. અપ્રરાખ્તગીહ્, અવ. ઇરિખ્ત. વેસ્ટનું વાંચણ: અપ્રરીશતગીહ્, "નહી જીતાય એવી હાલત."

૨. અફ્રનીનગાન્. ૩–૩. પતશ્ વર્ઝ્દ યેગવીમૂનેદ્, "જે પર કસોટી બજાવવામાં આવી હોય," યા "જે કસોટીની મુશ્કેલીઓમાંથી પસાર થતા હોય".

૪. એટલે કે, ખુદાની બંદગીનાં ભણતરો જે કસોટીમાંથી પસાર થતા માણસની સલામતી સારૂં ભણવામાં આવે છે તે. ૫. નેવ્રૂનિશ્ન, "તપાસ," "દેખરેખ."

૬. જે માણસ કસોટીમાંથી પસાર થયો હોય તેનાં નિર્દોષપણા કે પાપીપણા વિષે ખરો ચુકાદો આપવા લવાદોની મદદ સારૂં સઘળી ભલી શક્તિઓને બોલાવવું.

૭–૭. બૂખ્ત અઇરિખ્ત.

૮–૮. વર્-કેશ્; સરખાવો અવ. ત્કએશ, "માન્યતા;" ફારસી કેશ્, "દીન," "ધર્મ." વેસ્ટ: વર્-ગેશ્ (વર્-ગાસ્ ને બદલે) "કસોટીની જગા." ૯. મૂન્ વજ્લૂનિશ્ન.

૧૦–૧૦. વર્-અઉસ્તીગાન્, શબ્દાર્થ: "જેઓ કસોટીમાં વિશ્વાસ મુકવા લાયક હોય;" સરખાવો પહલવી અઉસ્તીગાન્, અઉસ્તીબાન્, યા અઉસ્તબાન્.

૧૧. સરખાવો પહલવી લખ્વાર્-સ્તાયિશ્નીહ્ "શ્રાપ," યા "વખાણની ગેરહાજરી."

૧૨. DP. મુજબ વાંચણ: જીન્દાન, સરખાવો ફારસી જિન્દાન, "કેદખાનું." વેસ્ટનું વાંચણ : જીવિશ્ન, "જીંદગી," અને તરજુમો : "એક ચોર જે જીંદગીનો નાશ કરે તે વિષે."

૧૩. વરીફ્રૂન્તન્ "છટકી જવું." ૧૪. અઇય્યારગીહ્. ૧૫. સરખાવો અવ. વિમનંધ.

તે. (૧૯) માનને લાયક ગ્રહસ્થો[1] માટે કસોટી નથી તે વિષે, તેજ મુજબ સારી કીર્તિવાલાં[2] માણુસો માટે નથી; તે ઉપરથી[3] સારાં આબરૂદાર લોકો ઉપર કામ ચલાવવાની[4] હદ; એટલે કે યૂજયાસ્ત[5]નાં માપ જેટલી, કે દશ્મેસ્ત્નાં, કે અગોયોસ્તનાં, કે તચરનાં, કે ઓછાંમાં ઓછા હાસ્રની[5] લંબાઇને જેટલે તફાવતે.

(૨૦) એક ચીજ જેની કોઇ[6] માલેકી[7] ધરાવતુ[7] હોય તે માટેની તકરાર વિષે, જે ચીજ બીજો માણુસ, જે પોતાની માલેકી[8] માટે સાક્ષી ધરાવે છે તે, કોઇ બીજા માણુસ સાથે મલીને રાખે છે, કે જે બીજા માણુસની માલેકીની નથી, અને જે[9] સાક્ષી યા ગવાહી વગરનો છે;[9] યા કોઇ તે ધરાવતો હોય જેની પાસે એકજ સાક્ષી હોય; યા કોઇ જેની ગવાહી ફરેશ્તાઓની હોય; યા વળી કોઇ જેની માલેકી ખુલ્લી જણાતી નથી;[10] જયારે બેઉ સગા હોય, કે સગા[11] નહીં હોય;[11] અને કઇ જાતની

---

૧. વાંચણુ : હૂ-સ્તુગાન, સરખાવો અવ. હુ અને સ્તુત, "માન પામેલું," "વખાણુને પાત્ર;" ફારસી સ્તૂ, "માન." વેસ્ટ પ્રમાણે એ ખ્રુસ્તુગાન્ બી વંચાય, અર્થ : "એકરાર કરનારા."

૨. હૂ-સ્રૂબગાન્, સરખાવો અવ. હુસ્રૉસ્રવ, ધાતુ, સ્રુ, "સાંભળવું," એટલે કે "જેઓને માટે સારૂં સંભળાય તેઓ"

૩. વાંચણુ: પવન્ અએદૂની. વેસ્ટ : પવન્ હઈત્, "તેની હયાતી વિષે."

૪. હમેમારીહ્.

૫-૫. ફ્રહાંગ્-ઇ-ઓઇમ-અએવગ્ મુજબ એ હાસ્ર (બે રોમન માઇલ)નો એક તચર્, બે તચર્નો એક અગોયોસ્ત્, બે અગોયોસ્ત્નો એક દશ્મેસ્ત્, અને બે દશ્મેસ્તનો એક યૂજયાસ્ત્ થાય છે. એ બધાં અંતરનાં માપ છે. વેસ્ટ કહે છે કે: "આ હારમાળા સંસ્કૃતની હારમાળાને મળતી આવે છે પણ વધુ મોટી છે; હાસ્રને કોશ સાથ સરખાવાય જે બન્ને સાધારણ તફાવત દર્શાવવા માટે વપરાય છે, જો કે તે તેની હંમેશની લંબાઈ કરતાં અરધાથી ઓછો છે; અગોયોસ્ત લગભગ ગવ્યૂત જેટલોજ છે; અને યૂજયાસ્ત યોજન બરાબર છે, જો કે તેના કરતાં લગભગ બેવડો છે." ૬. અએવગ્.

૭-૭. ખ્વાસ્તગીગ્, "કોઇની મીલકત કે ધનને લગતું." ૮. દારિશ્ન, અવ. દેરે, "કબજામાં રાખવું."

૯. લેવતા લા ગવ્ઑકાએ.

૧૦. અહીં એમ ઉમેરો કરવો જોઇએ કે: "યા જે તે ધરાવીને એક સાક્ષી સાથનો હોય............" બીજો જેની પાસે તે નહીં હોય, અને ગવાહી વગરનો હોય, તેની સાથે તકરાર.

૧૧-૧૧. અ-નજદીહીગ્, શબ્દાર્થ : "નજદીક નથી."

માહેકી તેઓ સર્વથી[1] વાજબી[1] ગણે. (૨૧) એક જડજના ચુકાદાને રદ[2] કરવા[2] વિષે, અને એક વડા જડજ આગળ તેમ કરવાના વખતની ગોઠવણ, અને તે પુરવાર કરવાની[3] કસોટી વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૨૨) અને એક મીલકત માટેની ત્રણ જણની મારામારી વિષે; જે મીલકત વિષે એમ જાહેર થયલું છે કે તે એક જણને અહુર-મજ્દ[4] રોજે આપવી, બીજાને વોહુમન (બહમન)[4] રોજે, ત્રીજાને અશવહિશ્ત (અર્દીબેહેશ્ત)[4] રોજે; પણ તે મીલકત એકજ જણને તેજ દીવસે અપાય નહીં.

(૨૩) અને પોતાની નહીં હોય એવી મીલકત વેચવા[5] વિષે; અને તેજ બાબતપર જેબી હોય તે. (૨૪) એક ચીજ જે નહીં બની શકે એવી હોય તે વિષેના મતફેર[6] વિષે. (૨૫) અને એક માણસ કાંઈ અગત્યની ચીજ[7] ધરાવતો હોય તે માટેના મુકરદમા વિષે, જે એકજ જણ ધરાવે છે, અને જે ચીજ વિષે તે એમ કબુલ[8] કરે છે[8] કેઃ—"હું પોતે તે ધરાવતો નથી, પણ બીજા જણ પાસેથી મને મળી છે;" અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૨૬) એક ઇરાનીની બીજા પરદેશી માણસ યા પરદેશી માણસો સાથની તકરાર વિષે; એક પરદેશીની ઇરાનના દેશી[9] સાથની, એટલે ઇરાનનાં મુખ્ય શહેરના રહેવાસી સાથની, કોઇ અગત્યની ચીજ[10] સારૂ તકરાર; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૨૭) ફર્યાદીએ તેઓને એક હુકમ-નામાંની બજાવની સારૂં બોલાવવાથી જડજો આગળ પ્રતિવાદીઓ ઘણી[11] ગડબડ[11] કરે છે તે વિષે; અને ચુકાદા દરમ્યાન ગાળગલોચ[12] સાથની હકીકત આપવા[12] વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

---

૧–૧. શબ્દાર્થ: "ઘણી હયાત," "ખરેખરી." વેસ્ટ: "સર્વથી ખરી."

૨–૨. પાદીશાનીનીદન્ "રદ અને નકામું કરાવવું." ૩. અએવરીહ્.

૪. એટલે પારસી જરથોશતી મહિનાના પહેલા, બીજા, અને ત્રીજા રોજે.

૫. મેજ્દૂનૂનાન્. ૬. અન–અસાનીહ્, "જુદું પડવું." સરખાવો ફારસી અસાન્. "સરખું."

૭. માહગ્–ઇ, "કિમતી ચીજ." ૮–૮. હમ–દાદિસ્તાન્, "એકજ મત ધરાવતો," "કબુલ કરતો."

૯. પૂનીગ્, "અસલથી," યા "જન્મથી". ૧૦. એટલે કે, પોતાની મીલકત સારૂં.

૧૧–૧૧. ચન્દ્ અએવાજ; સરખાવો ફારસી આવાજ્ "ગડબડ," "ઘોંઘાટ."

૧૨. મદમ વશતમ (ખરાબ) મિલયાઇહ્ ગૂમીજગ્ ગુબિશ્નીહ્.

(૨૮) વડા દસ્તુરે મીલકત અને દોલત કેટલો વખત ધરાવવી તે વિષે,[૧] અને વડા દસ્તુરની ખાસ જરૂરીયાતો કઈ કઈ છે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૨૯) સાક્ષી અને જડજની જગા માટે એક સ્ત્રીની લાયકાત,[૨] જયારે તેણી સ્વતંત્ર[૩] હોય અને પોતાના ધણીની સત્તા[૪] બજાવી શકે તેવી હોય;[૪] એ બન્નેને[૫] માટે[૫] એક પરદેશી અને મર્ગર્જાન ગુનેહગારની નાલાયકાત; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૩૦) મીલકત ગીરો[૬] મુકનાર[૬] વિષે, જે જામીનગીરી આગમજથી આપતો નથી.[૭] (૩૧) ભાગ્યાઓની[૮] મીલકત આપી દેવા વિષે; અને તેજ બાબત પર જેબી વધુ હોય તે.

(૩૨) અને એક મીલકત વિષે જે એક માણસ ધરાવતો[૯] હોય,[૯] અને પોતાની માલેકી[૧૦] અને કબજો[૧૧] પુરવાર કરવા કાંઈબી[૧૨] ગવાહી તેની પાસે હોય નહીં.[૧૨] (૩૩) અને ખાધરાઓની[૧૩] કસોટી વિષે; અને કાયદાની[૧૪] અદાલતમાં એકમેકને ઘસડવા અગાઉ[૧૪] વાદીઓએ પ્રતિવાદીઓને તેઓનાં દુઃખમાં[૧૫] મદદ કરવા[૧૫] વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૩૪) એક સ્ત્રીને[૧૬] લગતા ચુકાદા વિષે, જેણીને તેઓ એક જણ પાસેથી ચોરી જાય, અને તેણી આ ચોરો પાસેથી નાસી જાય,[૧૭] અને કોઈ

---

૧. એટલે, વડા દસ્તુરે પોતાનાં પંથકમાં પોતાનો સારી આવકવાળો ઓધ્ધો કેટલો વખત ધરાવવો. ૨. શાયીદન્, "ખરાપણું," "જેમ તે હોવું જોઇએ તેવુ," "લાયકાત."

૩. મદમ તનૂ ઇ નફ્શા સર્દાર્. ૪-૪. પાતખ્શાએ. ૫-૫. પવન્ અએવગ્-ઇચ્.

૬-૬. સરખાવો ફ્રાસીં ગરૂ દાશ્તન્, ગરૂ નિહાદન્, "ગીરો મૂકવું."

૭. ગરૂબ્ અ-પેશ્ બરા હન્બેતૂન્તન્. ૮. સરખાવો ફ્રાસીં અંબાજ્, "ભાગ્યો."

૯-૯. યખ્સેનુનેદ્. ૧૦. ખ્વીશીહ્. ૧૧. દારીશ્ન, સરખાવો દાશ્તન્, અવ૦ દેરે, (કબજામાં) "રાખવું."

૧૨-૧૨. હિચ્ ગઓંકાએ લેવતા લેવિત્, શબ્દાર્થ: "પોતાની સાથે પુરવાર કરવાની સાબેતી નહીં હોય."

૧૩. સરખાવો અવ૦ પઓઉરૂ, અથવા પોઉરૂ, "ભરાએલું," ને ખ્રેરે, "ખાવું," એ ઉપરથી પાઉરીઉ ખૂરાન્ (જે પઉરૂ-ખૂરાન્ ને બદલે વપરાયો છે તે) નો અર્થ "બેહદ ખાનારા" થાય છે.

૧૪-૧૪. પેશ્ બએન્ દાદીસ્તાન્ રાયીનિશ્નીહ્ અએવગ્ ઓલ તનિદ્.

૧૫-૧૫. વાંચણુ: મૂસ્ત્-ગુરજીહ્; સરખાવો ફ્રા૦ મુસ્ત્, "પંચાતી," "દુઃખ," અને ગુરજીદન્, "મદદ કરવી," "સાજુ કરવું."

૧૬. માદગ્, સરખાવો ફ્રા૦ માદહ્, "નારી," માદ્, "માતા."

૧૭. રાનગ્, સરખાવો ફ્રા૦ રાનહ્, રાન્દન્. વેસ્ટ: લાવક, "કાલાવાલા કરવું."

બીજો તેણીની પાછળ દોડી[1] તેણીને પકડે, જયારે એ છેલ્લા[2] પાસેથીબી બીજાઓ તેણીને ચોરી લઇ જાય;[2] પણ તેણીનો અસલ ધણી તેણીને ઓળખતો નથી અને તેણીને તે પાછી ખરીદે[3] છે; અને જયારે એ બધા તેણીને સારૂ ફર્યાદી થાય છે. (૩૫) કોઇ માણુસના કબજામાંની મીલકત વિષે, જે માણુસ, જયારે કોઇ તે મીલકત તેની[4] આંખ આગળ[4] બીજાને આપી દે, ત્યારે તે માટે વાંધો[5] ઉઠાવતો નથી.[5] (૩૬) વડા દસ્તુરના પોતાના ચેલાને એક ચુકાદા[6] સામે અપીલ નહીં કરવાનું[6] શીખવવા વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૩૭) અશો[7] લોકોને ભેટ આપવા સારૂં [7] એક ચોક્કસ મીલકત માટેની કોઇ સાથની તકરાર[8] વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૩૮) તે માણુસને લગતા ચુકાદા વિષે, જે તેને માટે ત્રણ વાર કસોટી[9] પસાર કરે,[9] અને કાયદા મુજબ[10] તેમાંથી પસાર થાય; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૩૯) અને જાદુગરનાં મંત્રો,[11] જે ભય બતાવતાં હોય, તે મંત્રો પઢવાની[11] કેટલીક રીતો હોવા વિષે; અને તેનાથી, જાદુગરીથી, અને માફકસરની[12] અને અસરકારક જાદુગરીથી[12] ટંટો[13] નીપજાવવાની રીત[13] વિષે. (૪૦) અને એક[14] મોતની શિક્ષાને લાયક થયલા માણુસ સારૂં કઇ કસોટી જોઇએ[14] તે વિષે; અને એક કસોટીનાં

૧. હુચીદગીહ્, સરખાવો અવ૦ હચ્, "પાછળ જવું." ફા૦ હુચીદન, "પકડવું," "ઉચકી જવું." વેસ્ટ: "એકાંત રાખવું." ૨–૨. મિન્-ઇચ્ ઓલા દૂજેન્દ્. એટલે કે લોકો તેને છેલ્લા ચોર પાસેથી ચોરે.

૩. વાંચણુ: જહૂનીગ્, સરખાવો હુજ્વારેશ્ જહૂન્તન, "ખરીદવું." બેહતર વાંચણુ: જ્બનુન્તન, વેસ્ટ: જીવેન્દક્, "જીવતું."

૪–૪. પવન્ વીનીશન ઇ ઓલા, "તેની નજર અંદર." ૫–૫. લા પતકારેદ્.

૬–૬. લખ્વાર્ ઓલ્ દાદિસ્તાન્ લા વજ્લૂન્તન, શબ્દાર્થ: "ઇન્સાફ માટે પાછું નહીં જવું."

૭–૭. પવન્ યશરૂબ્–દાત, સરખાવો, રવાયતોમાં આવતો અશો-દાદ્ શબ્દ.

૮. અનબસાનીહ્, "મતફેર;" અન, "નહીં," અને ફા૦ બસાન, "સરખું." બીજું વાંચણુ: હન્–બેશીનીહ્, સરખાવો અવ૦ હમ, અને ત્બિશ્.

૯–૯. વર્ વર્જેદ્, શબ્દાર્થ: "એક કસોટીની ક્રિયા કરે."

૧૦. આયીનીહા. વેસ્ટ: અએગૂનીહા, "એક રીતે."

૧૧–૧૧. યાતૂગ્–ગૂબિશનીહ્.

૧૨–૧૨. એટલે, પવન પત્માનગ્ વ પાતખ્શાએ યાતૂગીહ્.

૧૩–૧૩. કર્દન ઇ અન-બસાનીહ્ ઇ પતશ્.

૧૪–૧૪. બીજો તરજુમો:–"અને કઇ જાતના મોતને લાયકના માણુસ સારૂં કસોટી હોવી જોઇએ તે વિષે;" એટલે કે, કઇ જાતના મર્ગર્જાન ગુનેહગાર સારૂં કસોટી થવા દેવી જોઈએ.

મોટાઇ અને નજીવાપણું; અને વધુ આએ કે, કસોટીમાંથી[1] પસાર થનારા કયા માણુસો વિશ્વાસને લાયક છે.[1] (૪૧) બાળવાનાં લાકડાંના[2] જથ્થા વિષે, અને તે[3] કામ માટે કયાં ઝાડનું લાકડું સારૂં છે;[3] અને કસોટીની ક્રિયા કરવા માટે કેટલાં આલાતો તથા નીરંગોની જરૂર છે. (૪૨) અને વધુ આએ કે, જ્યારે એક માણુસ પોતે સાચો છે એમ જાણુતો હોય ત્યારે[4] તે જાણુવા છતાં[4] આતશ તેને પેહેલવાનોની[5] ભાષામાં[5] કહે છે કે: "તું મારી પર ચાલતો ના, કેમ કે તું જો ચાલશે તો હું તારી જીંદગીને[6] ઇજા કરીશ." (૪૩) અને એક લવાદ[7] વિષે, જે એક ચોર અને લૂટારાને પકડવાનાં ફરમાનની[8] બાબતમાં વચે પડે, અને તેને તેની[9] બેડી અને કેદમાંથી છુટો કરવા[9] અને છોડી મેલવા[10] વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૪૪) અને એક **આથ્રવ** એટલે ધર્મગુરૂની (પોતાના ધંધાસરની લસ્ટની) મીલકતવિષે, જે મીલકત[11] તે પોતે ધરાવતો[11] નથી, અને જે[12] ધર્મગુરૂ પોતાના મોબેદીના ધંધા સારૂં બીજા પ્રાંત અથવા દેશમાં રહેવા જાય;[12] જ્યારે

---

૧-૧. **મિન્ વરીગાન્ પવન્ વર કદામ્ વાવરીગાન્**, (અવ૦ **વર્**, "માનવું," એવડું ૩૫: વાવર્). વેસ્ટનું વાંચણુ: **વાર્રીગાન્**, અને તરજુમો: "કસોટીઓ પસાર કરનારા વીસ માણુસોમાંથી કયા આશિર્વાદ પામેલાં છે."

૨. કસોટીને માટે બાળવાનાં લાકડાં. ૩-૩. **શપીર્ શાયીહન્ વહાન્-ઇચ્.**

૪-૪. **અમત્-ઇચ્.** ૫-૫. **વીરાન્ ગૂબિશ્ન.** એ **પવન્ ગરાન્ ગૂબિશ્ન** બી વંચાઇ શકે, એટલે, "એક અગત્યનાં યા કિંમતી ભાષણુમાં."

૬. **ખયા** અથવા **અહા**, "જીંદગી." જો એ DM. મુજબ **અશ્** વાંચીએ તો એ વાકયનો અર્થ એમ થાય: "હું તેને તે ચાલે ત્યારે સજા કરીશ."

૭. સરખાવો ફા૦ **મ્યાનજી**, "લવાદ." ૮. **દાદિસ્તાન.**

૯-૯. **મદમ્ બન્દ્ દ્રુશ્ શેદ્દ્રૂનાં. દ્રુશ્** સાથ સરખાવો અવ૦ **દ્રુશ્**, "ભાલો," એટલે, કેદખાનાં આગળના ચોકીબાનોના ભાલાએ. વેસ્ટ: "બેડી."

૧૦. **પશ્ન કર્દન્**, શબ્દાર્થ: "રસ્તો લેવો," "નાહસી જવું," સરખાવો ફા૦ **પશાન્**, "રસ્તે," યા ફા૦ **પશ્** "સરખું," "મળતું આવતું." એ ઉપરથી **પશ્ન કર્દન્**નો અર્થ "એવાજ ગુનાહો કરવા" એમ બી થાય.

૧૧. **ખ્વાસ્તગ્દાર્.**

૧૨-૧૨. **પવન્ અઊિજ્-દેહીગીહ્ અયૂક્ (અઊિજ્)-મતા પવન્ ખ્વીશ્કારીહ્ બરા વજ્લૂનેદ્.** **અઉિજ્-દેહીગીહ્** સાથ સરખાવો અવ૦ **ઉિજ્-દખ્યુ**, "પોતાના દેશની બહાર;" પહલવી **પવન્ અઊિજ્-દેહીગ્**નો અર્થ "પારકા મુલકને લગતો માણુસ" થાય છે, અને **પવન્ અઊિજ્-દેહીગીહ્** "પારકા મુલકને લગતા માણુસની જગાએ."

તે ગુજરી જાય ત્યારે તે[1] કોણુને અને કેવી રીતે બીજાને સવાધીન થાય.[1] (૪૫) માબાપની બાકી[2] રેહેલી[2] મતાને લગતા વાંધા વિષે; તેને જેવી ને તેવીજ[3] રીતે રાખવા[3] વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૪૬) અને અસ્પેરેન,[4] અને નાનું મેંઢું,[5] અને મોટું ઢોર[6] ચોરવા માટે અનુક્રમે કેદ, અને ભાલો ભોકવા, અને બીજી શિક્ષાની સજાનાં પ્રમાણુ વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૪૭) અને એક તોહમતદાર વિષે, જેને સારૂં ત્રણુ ફર્યાદીઓ, સઘળા[7] એકમેકને મદદ કરીને,[7] એક અસ્પેરેન માટે, એક બકરાં માટે, અને એક મોટાં ઢોર માટે, ફર્યાદ કરે, અને તેનો કોણુને[8] જવાબ પેહેલાં મળે.[8] (૪૮) અને ત્રણુ જણુાની એક કિંમતી[9] વસ્તુ માટેની[9] તકરાર વિષે, જે વસ્તુ તેઓ પાસે[10] હોય નહી,[10] અને જે[11] માણુસના તાબામાં તે આપી હોય[11] તે એક મજબુત બાંધાનો જોરાવર[12] માણુસ[12] હોય, અને તેઓમાંના એકની માલેકી[13] શકભરી[14] હોય.

---

૧-૧. ઓલ્ મુન્ ચિગૂન્ મદન્; એટલે તેનાથી કયા ધર્મગુરૂને તથા કેવી રીતે તે મીલકત મળે.

૨. અવરૂ-માનન્દ; સરખાવો અવ૦ અપર, "પાછું," અને મન્, "રહી જવું;" એ ફા૦ બાજ્-માન્દેહના અર્થે વપરાયલો છે.

૩-૩. વાહુમ-હારીહ્ ને બદલે વાહુમ-હાર્; સરખાવો ફા૦ વાહુમ, "તેજ રીતે;" એટલે વારેસો વચ્ચે તે મીલકત વેંહચ્યા વગર રાખી મેળવી. વાહુમનો અર્થ "સાથે" પણુ થાય છે, તે ઉપરથી વેસ્ટઃ "તેને સાથે રાખવી".

૪. અવ૦ અસ્પેરેન, એક જાતનું વજન અથવા દેરમની કિંમતનો એક સીકકો; એટલે અસ્પેરેનનાં વજન યા કિંમતની કાંઇ ચીજ.

૫. અવ૦ અનુમય, "ચોકસ માપનું ઢોર," એટલે એક "બકરૂં" કે "મેઢું."

૬. અવ૦ સ્તઓર, "મોટું ઢોર" જેવું કે ઉંટ, બલદ વિગેરે.

૭-૭. કોલા પવન્ અદ્યયાર્.

૮-૮. પસખુન્ ઇ મુન્ પેશ્ યેહબૂન્તન્, "કોણુનો જવાબ પેહેલાં આપવો;" એટલે કે જડજનો ફર્યાદીને મળતો જવાબ કે ચુકાદો. ૯-૯. ખ્વાસ્તગીગ્, "મીલકતની કિંમતનું."

૧૦-૧૦. અન્-હુમ, અર્થ: "સાથે નહીં;" સરખાવો અવ૦ હુમ, ફા૦ હુમ.

૧૧-૧૧. વ ઓલા મુનશ હન્બેતૂન્ત્.

૧૨-૧૨. જોર્-તન્. ૧૩. ખ્વીશીહ્. ૧૪. લા-અએવર્.

(૪૯) અને ત્રણ જણા જેઓએ બધાએ એકમેકને મદદ કરી, એક શખ્સ પાસેથી **અસ્પેરેન**, અને બીજા પાસેથી બકરૂં, અને ત્રીજા[1] પાસેથી મોટું ઢોર ચોર્યું હોય, તેઓને સાથે સજા કરવા વિષે.

(૫૦) અને કોઇની[2] મીલકત ચોરવા સારૂં[2] એક સ્વદેશીને બાંધવાના વાજબીપણા કે ગેરવાજબીપણાનાં કારણ વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૫૧) તોહમતદારને તેમજ એક ફર્યાદીને સાંભળવાનું[3] ચાલુ રાખવાની[3] હદ વિષે, અને તેઓને બોલવા માટે ઠરાવેલો[4] વખત,[4] અને તેની હદ. (૫૨) અને આ વિષે કે, જયારે કોઇએ બીજા પર તોહમત[5] મુકયું હોય,[5] અને ઠરાવેલે વખતે[6] પાછો જાય; પણ તેને લગતો જવાબ મળે તે આગમજ તેજ માણસ સામે બીજું તોહમત તે મુકે, જેનો[7] જવાબ એવો હોય કે તે પેહેલાં અપાવો જોઇએ તે વિષે. (૫૩) ઇન્સાફની ઢીલનાં[8] કારણ વિષે; કાયદાની તપાસ ચાલે ત્યારે કયા માણસ વિષે બીજું, ત્રીજું, અને ચોથું યા છેલ્લું બોલવું હોય; અને કાયદાની તપાસ ચલાવવામાં ૨૨ વખત મુકર્દમો મુલતવી[9] રાખવા[9] વિષે.

(૫૪) અને એક કસોટીની અજમાયશમાં થાકી જવા[10] વિષે, જે કસોટી ત્રણ લાયક[11] શાક્ષી[11]ની હજુરમાં પસાર કરવામાં આવી હોય. (૫૫) અને ગરમ કસોટીનાં, અને ઠંડી કસોટીના વખત વિષે, અને તેજ બાબતપર જેબી વધુ હોય તે વિષે. (૫૬) તપાસ[12] ચાલતી હોય[12] તે વખતે એક જણ કસોટીની અજમાયશ માંગનારો હોય તે વિષે, અને બીજો

---

૧. **મિન્ અએવગ્**, શબ્દાર્થ: "એક પાસેથી."

૨–૨. **પવન દૂજ્ ઇ નશ્શ.** વેસ્ટ: "પોતાની ચોરી સારૂં."

૩–૩. **પવન્ વશમ્મૂનિશ્ન હારિશ્ન.** વેસ્ટ: "સાંભળવાનું કામ ચાલુ રાખવું."

૪–૪. **જ઼િમાન્ વબીદૂન્ત.** ૫–૫. **હમેમારીહ્ કર્દ્ પેગવીમૂનેદ્**, અર્થ: "તોહમત મુકયું હોય."

૬. કજીયો સાંભળવા સારૂં ઠરાવેલો વખત. ૭. એટલે જે તોહમતનો.

૮. વાંચણુ: **અપારીહ્**, સરખાવો અવ૦–સં૦ **અપર**, "પાછળથી." વેસ્ટ: **આજારીહ્**, "સંકટ," "દુઃખ."

૯–૯. વાંચણુ: **આદ્દરેંગીહ્.** વેસ્ટ: **અદ્દરંગીહ્**, "દાવપેચ."

૧૦. **પાધારાનીહ્**, એ શબ્દ માટે જુઓ મારી આગળ આપેલી નોટ. વંદીદાદના પહલવી તરજુમામાં **પાદીરાન્** વારેઘડીએ વપરાયલો મળે છે. વેસ્ટ: "કાઢી નાંખવું."

૧૧. **વિજોઈ્**, સરખાવો અવ૦ **વીચિર**, "બારીક રીતે જોનાર;" ફા૦ **વજર્**, "જડજનું ફરમાન." એટલે કોર્ટ તરફથી નેમાયલા સાક્ષીઓ અને લવાદો. વેસ્ટ: "ચુંટી કાઢેલા." ૧૨–૧૨. **રાયીનિશ્ન્–ઇ.**

જણુ મોબેદોના[૧] વડા[૧] માટે વખત નક્કી કરે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૫૭) થયેલી સજા યા મારેલી ટેપ ફેરવવાનાં (ઘટતાં) કામ ઉપર મોબેદોના વડાના આશિર્વાદ વિષે; અને વળી આએ કે, ફાંસીના[૨] લાકડાં[૨] પર ચઢાવવાની સજા ગમે તેવી રીતે પસાર થઇ હોય તે ફેરવવા ઉપર મોબદાન મોબદનાં આશિર્વાદ.

(૫૮) અને પાણીની પખાલ પર[૩] ચાલવા વિષે, અને તેમાં દાખલ થઇને[૪] ચાલવા વિષે; હુમલો અને જખમ કરવો, અને તે કાજે ગુમાવવામાં આવતા પૈસા;[૫] અને અશો લોકોને આપવી જોઇતી અશોદાદ વિષે; અને નુકસાન, અને છુપું[૬] રાખવું,[૬] અને ચામડી છોલી નાંખવી, અને મદદ,[૭] અને પૈસા આપી[૮] (બીજાઓની) મદદ લેવી. (૫૯) સ્ત્રી, અને ઢોર, અને ઝાડો, અને જમીનની માલેકીના વાંધા વિષે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૬૦) એક ધંધાના મુખીઓમાંનાં કેટલાકોનાં પોતાના ખાસ કામ, ગોયા મોબદાન મોબદનાં ખાસ કામ વિષે, તેઓનાં બોલવા અને કહેવા ઉપર વિશ્વાસ રાખવા વિષે; અને દરેક મુકરદમામાં ત્રણ સાક્ષીઓના અહેવાલ ઉપર રાખવા જોઇતા વિશ્વાસ[૯] વિષે. (૬૧) અને એક મુકરદમામાં આપેલી જબાની ઉપરથી નિપજતી કેટલીક જાતની બદીઓ વિષે; અને એજ બાબતપર જે વધુ હોય તે. (૬૨) પોતાનો ધર્મ ત્યાગ કરનારાઓની કમાઇ[૧૦] દાબી લેવાની રીતો[૧૦] વિષે; અને એજ બાબતપર જેબી વધુ હોય તે.

---

૧. શબ્દાર્થ: "મોબેદોનો મોબેદ."

૨–૨. વાંચણુ: પવન્-ઇચ્ દારૂ, DM. માં પવન્ ચીહર્ ને બદલે મળે છે. સરખાવો ફા૦ દાર્, "સુળી," "ફાંસીનું લાકડું."

૩. સરખાવો ફારસી ખીક્, "પાણીની પખાલ."

૪. અન્દર્-ગરતન્. વેસ્ટ: "તેમાં કાંઇ મુકવું."

૫. નિકિજ્નુ; અરેબીક નફ્જ્ યા નકજ્, "ખાલી અથવા સુકકું હોવું," "હાંકી જવું".

૬. સરખાવો ફારસી ખફ્દહ્, "છુપું," "છુપું પડેલું". વેસ્ટ: ઝ્યાનક્ વ હચીદક્, "ખરાબ થયલી અને છુટી પાડેલી ચીજનું."

૭. અવ૦ અઓગંઘ, "મદદ". (ધાતુ, વજ્, "મજબૂત હોવું"). ૮. વહાગ્ જેશ્નૂનાં.

૯. અએવરીહ્, "માન્યતા," "ખાત્રી," અવ૦ ધાતુ વર્, "માનવું".

૧૦–૧૦. અદનીનગ્......ઓલ્ ક્રદિપાન્ ફ્તિાર્ વબીદુન્તન્. ફ્તિાર્ સાથે સરખાવો ફારસી ફ્તિારીદન્, "ફાડવું," "ભોદી કાઢવું".

(૬૩) આ વિષે કે, આદમીજાતના વિચાર, વચન અને કામનો નીતિને[૧] લગતો સુધારો[૧] બધો **સ્પેન્ત-મઇન્યુ**[૨]ની નૈતીક સાચવટથી થાય છે, અને માણુસો પોતેજ તે સાચવટને પોતાની[૩] બનાવે છે,[૩] અને તેવે રસ્તે[૪] જવાથી તેઓને બદલો મળે છે; અને આદમીજાતની બુરાઇ બધી **અંઘ્ર-મઇન્યુ**ની બુરાઇને આભારી છે, અને માણુસો પોતેજ તે બદીને પોતાની બનાવે છે, અને તે રસ્તે[૫] જવાથી તેઓને સજા થાય છે.

(૬૪) અને આ વિષે કે, પાપીપણું, જેનો પસ્તાવો કરવામાં આવતો નથી તેથી ઉપજતું દુઃખ; એટલે કે કેવી રીતે એક માણુસ પેહેલા, અને બીજા, અને ત્રીજા, અને ચોથા, અને પાંચમા **અરેદૂશ** ગુનાહથી દુઃખી થાય છે; જો તેનેથી તેની પતેત નહીં થઇ હોય તો. (૬૫) અને આ વિષે કે, કેવું બોલવું યા લખવું ભય ઉત્પન્ન કરે છે, અને **આગેરેપ્ત**[૬] કયો છે, કે જેથી કોઈ હથિયારનો નીચે ઝટકો મારતાં એક શખ્સ **તનાપૂહર**[૭] ગુનેહગાર થાય છે; અને એવાં પાપોમાંથી નીપજતાં બીજાં પાપો વિષે.

(૬૬) અને આ વિષે કે, કોણે તાજેશ કરવી;[૮] **બરેસ્મ**ની કસોટીની અજમાયશ જે સર્વેથી સરસ છે, તેથી કોણે તાજેશ કરવી; અને ઓછામાં ઓછી ગરમીવાળી કસોટી કઇ છે. (૬૭) અને બે માણુસો કે જેઓ સાથેજ[૯] કોઇ મીલકત પોતાના હાથમાં લે, અને બન્ને તરતજ[૧૦] તેને વિષે કોઇ જડજની માંગણી કરે, અને કસોટીમાંથી પસાર થવાની ઇચ્છા ધરાવે; અને જયારે એક જણુ તે મીલકત ત્રણુ[૧૧] કલાક આગમજથી હાથ કરે, અને બીજો એક જડજની તથા કસોટીની ઉતાવળથી માંગણી કરે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૬૮) અને એક માણુસ વિષે કે, જે કોઈની મીલકત તેના

---

૧-૧. **ફ્રારૂનીહ્**, "સીધી ચાલ," "પ્રમાણીકપણું".

૨. શબ્દાર્થ: "આબાદી આપનાર અને આગળ વધારનાર શક્તિ." પહલવી **સ્પેનાગ્મઇનૂગ્.** ૩-૩. **ઓલ્ નર્‌ઇશા વબીદૂનાન્દ્.**

૪. એટલે કે, સુધારાને રસ્તે. ૫. એટલે કે, બુરાઇને રસ્તે.

૬. જ્યારે કોઇ ગુનાહના ઈરાદાથી કોઇ બીજાપર હથિયાર મારે.

૭. અવ. **તનુ-પેરેથ**, "ગુનાહથી શરીરને ભરવું," (જુઓ **વંદીદાદ**, ફરગર્દ ૪ થી, ફ. ૬૭-૭૨, ૭૫-૭૮, અને ૮૧-૮૪.)

૮. **વિજોર્દન્.** ૯. **પવન્ અગવીન્.** ૧૦. **બએન્ જિમાન્**, શબ્દાર્થ: "વખતસર," "તરતજ."

૧૧. વાંચણુ: **સે જમૂન્.** "ત્રણુ કલાક." (એ શબ્દના ઉપયોગ માટે જુઓ દીનકર્દ પુસ્તક ત્રીજાને છેડે, સુરજની ચાલ મુજબની ગણુત્રીનાં વરસ વિષેનું પ્રકરણ.)

તાબામાંથી તેની[1] નજર આગળજ[1] છીનવી લે, અને તે કે જેના હાથમાં તે મીલકત પેહેલાં હતી, તે, એક હાસરની અંદર,[2] તેના કબજા અથવા માલેકી સારૂં જડજ આગળ એક સાક્ષી તરીકે ઉભો રહે, અને તે મુકરદ્દમામાં કે જ્યારે[3] એક હાસ્રની અંદર કાંઇપણ ગવાહી મળતી નથી;[3] અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૬૯) અને આ વિષે કે, એક જડજ પોતાનો ચુકાદો અવસ્તા અને જન્દ ઉપરથી, અથવા ભલાં લોકોના એકમતી[4] ચુકાદા[4] પરથી આપે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૭૦) અને એક માણસે મેં'હું, યા ઢોર ખામી[5] વગરનું[5] છે એવું કહીને વેચવાની સત્તા[6] ધરાવવા વિષે, જયારે તેમાં કોઇ દેખઈતી ખામી નહીં હોય, અને વળી તે જાનવરોની ખામીની નિશાનીઓ વિષે. (૭૧) આ વિષે કે, જયારે કેટલાક ચુકાદાઓ સામે વાંધો નિકલ્યો હોય ત્યારે તેઓના નિર્ણય માંટે એકજ ફેસલો પુરતો છે.

(૭૨) એક જડજને નેમવાની સત્તા[7] વિષે, અને નેમાયલા જડજનાં સર્વોપરીપણાં[8] વિષે; અને તેજ બાબતપર જેબી હોય તે. (૭૩) જડજોની સખ્તાઇ અને દયાની[9] હદ[10] વિષે. (૭૪) અને આ પણ કે, જડજની

---

૧-૧. પવન્ વીનિશન ઈ હામ્, શબ્દાર્થ: "તેજ જોવામાં."

૨. બએન્ હાસ્ર. હાસ્ર નો અર્થ એક હજાર પગલાં જેટલો તફાવત થાય છે.

૩-૩. અમત્ ચેશ્ બએન્ હાસ્ર ગઓકાએ લા મત્ ચેગવીમૂનેદ્; શબ્દાર્થ: "જ્યારે એક હાસ્ર માંનું કાંઇ પણ સાક્ષી તરીકે આવતું નથી."

૪-૪. હમ-દાદીસ્તાનીહ્. ૫-૫. પવન અન-આહૂગીહ્. ૬. પાતખ્શાએ. વેસ્ટ, "વાજબી."

૭. સામાન્ ના ઘણાક અર્થ થાય છે. અહીં તે ચુંટણીની સત્તા, અથવા હુકમ થાય, અથવા જડજને નેમવા સામે અટકાવ બી થાય. વેસ્ટ: "જડજને નેમવાના હેતુ વિષે."

૮. વ અવારીહ્ વાવરીહ્, "વિશ્વાસ," "ભરોસો" બી વંચાય.

૯. અતંગ-ગરી, "સખ્તાઇની ગેરહાજરી."

૧૦. એનો અર્થ "કારણ," "વાજબીપણું," વિગેરે.

જગા તેનેજ આપવી કે જે કાયદાઓથી માહીતગાર હોય;[1] અને તેનાં કાયદાનાં જ્ઞાનની હદ કેટલી હોવી જોઇયે. (૭૫) આ વિષે કે, કયા ગુનાહની તોજેશ કરવી કાયદાના વડા જડજનાં બાબમાં લાચારીનો સબબ પુરવાર થાય છે, જેમ કે ફર્યાદનામુ, બચાવ, અને ચુકાદો (પોતે) ઘડવાના કામથી. (૭૬) અને આબી કે, તે માણુસનું જડજપણું નુકસાનકારક છે કે જે તેના તરફથી અપાયલા ચુકાદાઓમાંની કેટલીક અગત્યની બાબતોમાં ખોટો નીકળે છે.

(૭૭) તે માણુસોની હલકાઇ[2] વિષે કે જેઓ એક મીલકત પોતાને હાથે, બીજા કે જેઓના કબજામાં તે હોય, તેઓના હાથમાંથી લુટી લે છે, જયારે તેઓ તે માટે કોર્ટમાં લડે છે ત્યારે પેલો ખરો ધણી પોતાની માલેકી જાહેર કરે છે, કે જેથી તે લુટનારાઓનુ સત્યાનાશ વળે છે. (૭૮) અને કોઇબી મીલકત જે એક જગોએ હોય, અથવા એક હાસ્‍ના તફાવતમાં હોય, તેને લગતા[3] પાંચ જાતના ગુનાહો[4] વિષે; અને એજ બાબતપર જેબી વધુ હોય તે. (૭૯) એક મીલકત જે ભેગી માલેકીની[5] હોય તે અનામત મુકવા વિષે, અને બે મીલકતો અનામત મુકવા અગાઉ[6] સાથે હોય

---

૧. દીનકર્દ, પુસ્તક ૮મું, પ્રકરણ ૪૩ મું, ફ. ૮–૯, (Vol. XXXVII, p. 146 )માં એમ જણાવે છે કે:–"એક જડજ જે ગુનેહગારને નિર્દોષ ઠેરવે, અને નિર્દોષને ગુનેહગાર ઠેરવે તેના ગુનાહ વિષે. એક જડજ વિષે, જે દશ વરસ, અગ્યાર વરસ, બાર વરસ, તેર વરસ, ચઉદ વરસ, અને પંદર વર્ષ સુધીનો કાયદા જાણુનાર હોય; એટલે તેઓના કાયદાની વાકેફગારીની કેટલીક ખાસ બાબતોપર, ઠરાવ અને ફેસલાને લગતા જુદા જુદા ચુકાદાઓ." **ફ્રહાંગ–ઇ–ઓઇમ–અએવાગ્** પા. ૧૭ માં **આકાસ્–દાત** શબ્દોપર નીચે મુજબ શરેહ કરવામાં આવી છે:–અવસ્તા: **કો અસ્તિ તકએશો વિચિરદાતો,** કાયદાથી વાકેફ જડજ કયો છે? અવ. **યો અએત પઇતે અરેથ્ર ફ્રજાનઇતી,** તે જડજ જે વિગતો પરથી ચુકાદો શું હોવો જોઇએ તે પુરેપુરૂં સમજે છે [જો કે તે કેટલીક વિગતો સ્હેલાઇથી સમજતો નહીં હોય, અને જો કે વિગતો જે મોટી સંખ્યામાં નહી હોય તે સમજવું તેને માટે સ્હેલ નહીં હોય, તોપણુ તે કાયદાથી વાકેફગાર અમલદાર છે; અને તે કે જે વિગતો પરથી ચુકાદો પુરેપુરો સમજતો નથી, તે જો કે વિગતો ઘણી નહીં હોય, અને તેને વિષે તેનું કામ કાંઈ સ્હેલું નહીં હોય, તોપણુ તેને કાયદાથી બીનવાકેફગાર ગણુવો જોઇએ".] ( જુઓ S. B. E. Vol. XXXVII, p. 64, note 1. )

૨. વાંચણુ: **ખ્વરીહ્**, સરખાવો ફાર્સી ખ્વર્, "હલકું," "નીચ;" અથવા **આવરીહ્** "ખાત્રી." વેસ્ટ DM. માંનો શબ્દ બદલી **ફ્રેહ્**, "ઘણુા" વાંચે છે.

૩. એટલે, પાસેની યા દૂરની મીલકત પચાવી પાડવાને લગતા.

૪. **અઇરિખ્તગીહ્**; અવ. ઇરિચ્, "ગુનાહ કરવો."

૫. **હમ–દાર્**, "સાથે રાખવું." ૬. અથવા, ગીરો મુકવા અગાઉ.

છે તે વિષે; ભેગી માલેકીની મીલકત હોવાનો કજીયો; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે. (૮૦) અને જયારે કોઇને એક માણુસની મીલકત તેનીજ નજર આગળ બીજાને આપવી પડે; અને તે માણુસ કે જે તે ઝુટવી લેછે તેને તે પોતાની મીલકત હોય તેમ વાંધો ઉઠાવવો પડે છે; અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

(૮૧) માબાપોની જવાબદારીને લગતા વાંધા વિષે, જયારે જેઓ સાથે વારેસ હોય[1] તેઓમાંનો એક તે માટે એકરાર કરે છે, અને બીજા તે કબુલ કરતા ઉભા રહે છે; તેઓ તે વિષે તકરાર કરી શકે, પણ કરતા નથી. (૮૨) માબાપના સઘળાં કરજોને લગતો એક વારેસનો વાંધો ચાલુ રહેવા વિષે. (૮૩) જયારે સગીરો તેઓના[2] સરદારો સાથે હોય,[2] ત્યારે જાદુઈ મંત્રો માટે **મર્ગર્જાન** થવાની તેઓની જવાબદારી;[3] અને એક સ્ત્રી જે સ્વતંત્ર હોય તે તેમ કયારે જવાબદાર થાય. (૮૪) અને આ વિષે કે, **અસ્પેરેનની** કિંમત[4] સર્વથી ઓછી છે, અને એક માણુસની[5] કિંમત[5] સર્વથી વધુ છે. (૮૫) અને કોઇની પોતાની મીલકતની ચોરી અને લૂંટ વિષે, જયારે કોઇ તે બીજા માણુસના કબજામાંથી બીનતકરારે પાછી લાવે. (૮૬) જે માણુસ ગેરકાયદાસર[6] હેતુઓથી[6] ખોટી રીતે જોઇને[7] આગળ વધે, અને કોર્ટના કાયદાનુસાર ચુકાદા મુજબ[8] મુકરદમો આગળ ચલાવે તેની, જે[9] માણુસ સાચું ઇચ્છતો અને બરાબર જોતો હોય[9] અને જે પોતાના રક્ષણ સારૂં[10] મુકરદમો ચલાવે, તેનીપરની ફત્તેહ વિષે.

---

૧. **હમ-બાજાન** "સાથીઓ," યા "વારસાના ભાગીદારો."

૨-૨. **અફ્શાન સર્દાર્** લેવતા. ૩. **શાયીહન.**

૪. વેસ્ટ, **મીહત્ ઇ અસ્પેરેનો,** "એક મેંઢાંનાં હલવાન જેટલી."

૫-૫. **વીરૂમ્ મિજ્હ,** સરખાવો અવ. વીર, "માણુસ," "વીર પુરૂષ". વેસ્ટ, **વીરોણ્ મજ્ગ્,** "એક માણુસ જેટલું."

૬-૬. **અ-દ્હાત-આઓમ-દીહા.** ૭. સરખાવો પહલવી **નિગીરીદન.**

૮. **દાદિસ્તાન્-આઓમ-દીહા.** ૯-૯. વેસ્ટ, DM. મુજબ **મિન્ ઓલા ઇ રાસ્ત્-ખ્વાહ્** વાંચે છે, અને તરજુમો કરે છે કે: "જે ખરેખર ઇચ્છતો અને ખરેખર શોધતો હોય તેનાથી ફરક બતાવતું." ૧૦. વાંચણું: **ખસ-ગૂનીહા;** સરખાવો ફારસી **ખસ,** "નબળું હોવું," અથવા **ખસ્ બ-દહાન્ ગીરિફ્તન** "રક્ષણ માટે અરજ કરવી," અથવા **દેહ-ગાનીહા** ને બદલે **દેહ-ગૂનીહા,** "એક ખેડુત માફક," એટલે ખેડુતની સાદાઇ અને નમનતાઈ સાથે. વેસ્ટ, **ખાકૂનીહા,** "દેખાવને લીધે," શબ્દાર્થ, "ધૂળ બનાવીને."

(૮૭) એક માણુસનાં ફર્યાદપત્રકના શબ્દો વિષે, કે જે માણુસ પોતાની સ્ત્રી, જેણી શાહજન છે,[1] તેથી કંટાળી ગયો હોય. (૮૮) અને આએ પણુ કે, જ્યારે તેણીને ઈજા થશે અથવા પોતાને સહેલાઇથી[2] તેણીનો ખાવંદ ફેંકી દે એવા સંભવથી તેણીનું રક્ષણુ મલશે એમ ધારતી હોય, ત્યારે એ વાજબી છે કે તેણી પોતાના ધણી સાથ મુકરદમો નહિં લડતાં તેને એકદમ કેદ કરાવે.[3] (૮૯) અને તે માણુસ કે જેને તે કામ કરવાનો હક મળ્યો હોય તેની તરફથી એક ગુજર પામેલા બાપની છોકરીને પરણુાવી આપવા વિષે. (૯૦) એક કુમારીકાને ધણી વગર[4] રહેવાની ફરજ પાડવાના ગુનાહ વિષે. (૯૧) એવાં કામને માટે[5] પોતાની મીલકતમાંથી જાહેરમાં[6] આપવાના ગુનાહ વિષે, એટલે દીનનાં શિક્ષણુની[7] સામે થઇ એવા સબબ સારૂં એમ જાહેર રીતે કરવું કેઃ-"મને તેઓ એક સ્ત્રી આપશે, જો કે તેઓ તે માટે મને કાંઇ[8] આપતા નથી." (૯૨) એક કુમારીકાના બીજા કુમારીકા માટેના ગુનાહ વિષે, અથવા બીજી જાનદાર ચીજ માટે, યા એમ બોલવાનો ગુનાહ કેઃ-"તું મારી બ્હેન યા છોકરી પાસે જા, હું પણુ તારી છોકરી યા બ્હેન પાસે જઇશ."

(૯૩) અને મારી સ્ત્રીનાં શરીરને લગતા ગુનાહ[9] વિષે, જે તે પણુ ગુનાહમાંથીજ બરપા થાય છે. (૯૪) કોઇ એક કન્યાને પૈસા આપે તે પાછા વાળવા વિષે, જયારે તે કન્યા તેને પરણુવા માટેનાં પૈસા આપતી[10] નથી. (૯૫) એક કુમારીકા વિષે, જેણીને પંદર વરસની ઉમર પછી પરણુાવવામાં આવતી નથી, અને તેનો પિતા તેણીના હવસી[11] જુસ્સાને સંતોષ આપવા[11] તથા તે ચાલુ રાખવા એક પાપી કામ કરે છે, અને એક યારને નેમી આપે છે, અને તેજ બાબતપર જેબી વધુ હોય તે.

---

૧. નીશા ઇ પાતખ્શાએ ગાસૂ. એ વાક્યનો અર્થ એમ બી થાય કે: "એક માણુસ જેણે એક ખાસ હક ધરાવતી સ્ત્રીને દુઃખી કીધી હોય તેના વાંધાના શબ્દો વિષે."

૨. પવન્ દો અંગુસ્ત, શબ્દાર્થ "બે આંગળી વતી;" એટલે કે, ઉંચાઈએથી તેણીને સેહેલાઇથી (બે આંગળી વતી) નાખી દઇ મારી નાંખવામાં આવે તે સામે રક્ષણુ.

૩. ય-સેગુનાં, "પકડવું," "ધરવું," "કેદ કરવું."

૪. પાધારાનીદન, શબ્દાર્થ, "થાકવી નાંખવું," યા "વગર રેહવું."

૫. ૯૦ માં ફકરામાં જણુાવેલાં કામ સારૂં. ૬. અએવાય.

૭. ચાશિશ્નીહ્, અવ. ચશ્ "શીખવવું.," ૮. ચેશ્ જફ્ રાએ.

૯. એટલે કે, એવો ગુનાહ જે પોતાની સ્ત્રી સામે, બીજી સ્ત્રી સાથ જનાકારી કરવાથી, થાય છે. ૧૦. DM. માં ચેહુબૂનેહ્ને બદલે ચેહ્વૂનેહ્ મળે છે.

૧૧-૧૧. દશ્તાન્ મેયહ્ વિજાદૅન.

(૯૬) ખોરાક અથવા બીજી સિવાયની કોઇબી ચીજ એક માણસને આપવા વિષે, જે માણસ કોઇ બીજા આગળ માજ્દયસ્ની ધર્મની વખાણુ કરે, જો કે[1] તે તેમ બીકથી કરતો હોય તોબી; અને આ પણ કે, વળી,[2] જયારે[2] તે તેની સાથે માજ્દયસ્ની દીન પાળવામાં ચુસ્ત હમશરીક થાય,[3] ત્યારે તેને તે માણસના[4] જેટલાં કદની[4] એક બીજી ભેટ[5] આપવી. (૯૭) જે મોતની[6] સજાને લાયકનો[6] છે તેને ખોરાક નહીં આપવાના ગુનાહ વિષે. (૯૮) અને એક જાદુગર જે દેવોની[7] દીન[7] પાલતો હોય, તેના **તનાપૂહર** ગુનાહની સજા કરવાનાં[8] ફરમાવેલાં કામ[9] વિષે, જેથી તેનુ[10] કામ ઘણી રીતે થાય અને પુરૂં થતાં કેટલાંક વરસ લાગે.

(૯૯). અને રાતો તથા દહાડાઓ વિષે, જે લાંબા,[11] મધ્યમ અને ટુંકા[12] હોય છે, એટલે જુદા જુદા તેઓ કેટલાક હાસ્રોના બનેલા છે;[13] જેમાં રતૂ અથવા ગાહ થાય છે; તેઓ દરેકના કલાકોમાં પાડેલા ભાગો. (૧૦૦) ફ્રસંગ[14] વિષે, જે લાંબો, મધ્યમ, અને ટુંકો આવે છે; અને તેના[15] ભાગો કયા છે.[15]

(૧૦૧) અને એક જખમી ઢોરને દિવસે અને રાતે ઘાસચારો[16] આપવાની ફરજ[16] વિષે. (૧૦૨) એક મેંઢું જે એક માણસ હલાલ કરે તે વિષે; અને તેનો ધણી તેને[17] બાંધી નહીં રાખવા માટે[17] નિર્દોષ કે ગુનેહગાર

---

૧. **અમત-ઇચ્.** ૨-૨. **બરા અમત.**

૩. વાંચણુ: **હમ્-બાજ્**ને બદલે **હમ્-વાજ્**: સરખાવો ફારસી **બાજીદન**, "અર્પણુ કરવું." વેસ્ટ, **હમ-વાચ્**, "સરખાં ફરમાનોવાળા."

૪-૪. **વીર મસાએ.** વેસ્ટ: "માણુસને લાયકની." ૫. સરખાવો અવ. **દાથ**, "ભેટ."

૬-૬. **મર્ગર્જાનાન.** ૭-૭. વાંચણુ **દિન દીવ્.** પહલવી શબ્દ **દીવ્** ને પાજ્ન્દમાં ભુલથી **જીવ્** વાંચ્યો હોય એમ જણાય છે. ૮. **યાતુગ્ તુજિશ્ન.**

૯. **કાર્ ફ્રમૂદ્.** ૧૦. એટલે, સજા કરનારનું.

૧૧. અવ. **અધ્ર્ય**, "પહેલી પંક્તીનું," "સૌથી સરસ જાતનું."

૧૨. અવ. **નીતેમ**, "હલકામાં હલકા," "નાનાં કદના."

૧૩. એટલે, દહાડા અને રાતોના કલાકોમાં ફેરફાર થાય છે.

૧૪. ઈંગ્રેજી ચાર માઇલ જેટલું થાય.

૧૫-૧૫. **વ મા મિન્ બખ્શિશ્ન.** ૧૬-૧૬. **કાર્ ઇ વાસાન.**

૧૭-૧૭. **પવન્ બન્દ્ મદમ્ લા કર્દન**; એટલે, તે મેંઢાને છુટું ફરતું રહેવા દેવાથી કોઈ તેને પકડી હલાલ કરે છે, તે માટે તે મેંઢાનો ધણી પોતાની બેદરકારી અને ગફલતીનો ગુનાહ કરે છે.

